શ્રી વિજય-નેમિસૂરિ-ગ્રન્થમાલા-રત્ન ૯ મું.

શાસનસમ્રાટ્ શ્રીમદ્-વિજયનેમિસૂરિ-ભગવદ્ભ્યો

નમો નમઃ

શ્રીમદ્-ગુરુવર્ય-વિજય-લાવણ્ય-સૂરીશ્વરેભ્યો

નમો નમઃ

# શ્રી નૂતન જિન સ્તવન માલાદિ સંગ્રહ

રચયિતા

સ્યાદ્વાદ-રત્નાકરાદિ-કર્તા વિદ્વદ્રત્ન-મુનિરાજશ્રી-

દક્ષવિજયજી મહારાજ.

આવૃત્તિ ત્રીજી } મૂલ્ય અમૂલ્ય { વીર-સં ૨૪૬૫

પ્રત ૧૦૦૦ } સદુપયોગ { વિક્રમ-સં. ૧૯૯૫

પ્રકાશક તથા સહાયક—
સ્વ૦ ચારિત્રાભિલાષી વિદ્વાન્ લઘુ બંધુ
ઝવેરચંદના સ્મરણાર્થે, બોટાદવાળા
બગડીયા ઉજમશી કુંઆભાઈ
તરફથી
હરગોવિંદ ઉજમશી બગડીયા

પ્રાપ્તિસ્થાન—૧
બગડીયા નવલચંદ
ઉજમશી.
ઠે૦ સરાફ બજાર,
મુ. બોટાદ. (કાઠીયાવાડ)

પ્રાપ્તિ સ્થાન—૨
શ્રી નેમિ જૈન પ્રભાકર મંડળ.
C/o શા. ચીમનલાલ અંબાલાલ
(દલાલ).
ઠે૦ ધાસથવાડા રોડ, મુ. ખંભાત

મુદ્રકઃ—
ધર્મવિજય પ્રિન્ટિંગ વર્ક્સ
જોરાવરનગર, કાઠીયાવાડ.

॥ ॐ अर्हं नमः ॥

# લઘુબંધુ—સ્મારિકા પંચદશી

( રાગ—ગઝલ કવ્વાલી )

ઝવેરી જે હતો સાચો, ઝવેરાતે ગુણો કેરી,
ખરી રત્નત્રયી પરખી, અમોલી મુક્તિ દાતારી (૧)

સદા વૈરાગ્ય-પથ-ચારી, સદા સદ્ભાવના ધારી,
સદા સત્સંગતિકારી, વિસારી વૃત્તિ સંસારી (૨)

હૃદયરૂપી હૃદે હસો, સદા આનંદ દેનારો,
હતો લઘુબંધુ તે મારો, "ઝવેર"-ખ્યાતિ ધરનારો (૩)

ધર્યા જેણે સદાચરણો, તજ્યા સૌ પાપ આચરણો,
ભણ્યો પાંચે પ્રતિક્રમણો, વળી જે સાર્થ નવસ્મરણો (૪)

ભણ્યો જે જીવના વિચાર, તથા નવતત્ત્વનો વિસ્તાર,
દંડકને નાની સંગ્રહણી, અહો એ સાર્થ ગ્રંથો ચાર (૫)

ભણ્યો વર્દ્ધમાન બત્રીશી, પરમ આનંદ પચ્ચીશી,
સ્તવન ને ચૈત્ય-વંદનની, સ્તુતિની કેઈ ચોવીશી (૬)

ભણ્યો જે જયતિહુ-અણને, વળી ક્ષેત્ર-સમાસોને,
વળી સંસ્કૃત બે બુકો, ભણ્યો છે છ હજારીને (૭)

બન્યો જે મોટી સંગ્રહણી, અને ત્રણ ભાષ્યનો જ્ઞાતા;
વળી ષટ્કર્મ-ગ્રંથોનો, તથા તત્વાર્થ વિજ્ઞાતા (૮)

હતો સોરાષ્ટ્રનો હીરો, અમોલો વિશ્વને પ્યારો;
રત્નમુદ્ કાળ વિકરાળે, હર્યો તે પ્રાણ આધારો (૯

બગડીયા વંશનો શણગાર, થવાનો જે હતો અણગાર;
સદા સન્માર્ગ સંચરનાર, બન્યો છે કાળનો શીકાર (૧૦)

અરે ! દુઃખદાયિ છે તેનો, વિરહ અતિ આકરો આજે;
નથી મિથ્યા થતું ભાવી, થવાનું થાય છે સ્હેજે. (૧૧)

જરૂર જન્મે મરે છે તે, નિયમ એ સત્ય છે જગમાં;
વિચારી ચિત્ત વાળીને, વિસારૂં દુઃખ હું પળમાં. (૧૨)

સ્મરણ જેનું હૃદયપટમાં, સુગુણનાં ચિત્ર ચિત્રે છે;
જીવન આદર્શ દ્વારા એ, નૂતન ચૈતન્ય અર્પે છે (૧૩)

સદા સ્વર્ગસ્થ બાંધવના, સ્મરણ ને ક્ષેમને માટે;
છપાવી પુસ્તિકા આ છે, સ્વપર સત્પુણ્યને સાટે (૧૪)

અમર હો આત્મપથ તેનો, સદા શાંતિ સુધા પાને;
વિજય હો કર્મ શત્રુથી, ચહું હું એજ સદ્ધ્યાને. (૧૫)

લી૦ હરગોવિંદ ઉજમશી બગડીયા.



# આમુખમ્

## કવિઓની કર્તવ્ય દિશા—

આધુનિક કવિજનોની કૃતિ વિષે કતિપય માનવોના મુખારવિંદ-માથી એવુ બહાર આવે છે કે–' કવિ ચોર, ' અર્થાત્ મહત્ત્વાકાંક્ષી કતિપય વ્યક્તિઓ પ્રાચીન યા અર્વાચીન અન્યાન્ય કવિઓની કૃતિમાથી રાગભેદ, વાક્યભેદ, યા શબ્દભેદના પડદા પાછળ રહીને, અર્થના અર્થ કડીઓની કડીયો તથા વાક્યોના વાક્યો ઉડાવીને કવિત્વની મુગટ પૂર્ણ કરવા સગીત દેહથી પ્રકાશમા આવે છે આ હકીકત તદ્દન અસત્ય છે તેમ તો ન જ કહી શકાય. વસ્તુત કવિઓની આવી કર્તવ્ય દિશા તો ન જ હોઈ શકે આ દિશા તરફ પ્રયાણ કરવામા અનેકવિધ દોષજાળની જટિલ ઘટામા ઉતરવુ પડે છે જુઓ—

૧ એક પ્રાચીન યા અર્વાચીન કવિએ, પોતાની બુદ્ધિને મથીને જે સગીત–નવનીત એકત્રિત કર્યું છે, તેના ચોર બનવુ પડે છે.

૨. સિધિ યા આડકતરી રીતે વસ્તુને ઉડાવવાનો સ્વભાવ પડે ત્યારે પરિશ્રમથી પોતાની બુદ્ધિને વિકાશમાં લાવવાનો અવકાશ રહેતો નથી

૩ જેમાંથી વસ્તુ ઉડાવી હોય, તે કૃતિ અને પોતાની કૃતિ, બન્ને એકજ માનવના હાથમાં આવે ત્યારે, બન્નેની સમાનતાને લઈને, સામાન્ય માનવના મનમાં આવે કે—આ બેમાંથી કોઈ એક ચોરી કરી છે.– હવે, કયો એક ? તે નિશ્ચય ન થાય ત્યાં સુધી તો, નિર્દોષ મૂળકારને પણ ચોરબુદ્ધિથી નિહાળે આ મિથ્યા ચોર બુદ્ધિ કરાવવાનું કારણ ઉઠાઉગીર કવિ બને છે

યદ્યપિ આ બાબતમાં જે વિશેષજ્ઞ હોય તે તો સમજી શકે તેમ છે કે—કોની પ્રાથમિક કૃતિ અને પ્રાથમિક પ્રકાશન છે. જેનું પ્રાથમિક હોય તે મુખ્ય છે અને ઇતર ચોર છે, છતાં પણ જ્યાં સુધી આવા નિર્ણયક સાધનો ન સેવાય ત્યાં સુધી તો ઉપર્યુક્ત વસ્તુ આડી આવે જ છે.

પ્રાન્તે સારાંશમાં અમો એટલું કહીને વિરમીએ છીએ કે—કવિજનો સ્વકૃતિને સ્વાશ્રયી બનાવી, બુદ્ધિને વિકાશનો અવકાશ આપે. ઇત્યલં પ્રસંગેન. શુભં ભવતુ.

---

## પ્રાર્થનારૂપ–સામાન્ય–જિનસ્તવન.

( એક સહારા તેરા પ્રભુજી એક સહારા તેરા—એ રાગ. )

એક સહારા તેરા જિનજી ! એક સહારા તેરા;
મૈં હું પ્યાસી તુમ દર્શનકા, દેદો દર્શ તુમેરા;
તાત તુંહિ હે, ભ્રાત તુંહિ હૈ, અપને જી કા જાન તુંહિ હૈ;
જૈસા ચંદ્ર–ચકોરા–જિનજી, જૈસા ચંદ્ર ચકોરા. એક૦ ૧

મૈં હું સેવક તુમ ચરણોંકા, કર મુજ દિલમેં ડેરા;
રાગ નહિ હે, દ્વેષ નહિં હૈ, તુમરે મનમેં મોહ નહિં હૈ;
તું હિ દેવ બડેરા–જિનજી, તું હિ દેવ બડેરા. એક૦ ૨

નેમિ–લાવણ્ય–દક્ષ–શિશુકા, હરદે ભવકા ફેરા;
મોહ હટાદે, જ્યોતિ જગાદે, અપને મનકા તાર મિલાદે;
હરકે મિથ્યા અંધેરા–જિનજી હરકે મિથ્યા અંધેરા, એક૦ ૩

॥ झगडियातीर्थाधीश्वराय श्रीआदीश्वराय नमो नमः ॥

॥ लावण्यशीलोल्लसिताय श्रीनेमीश्वराय नमो नमः ॥

# પ્રાસંગિક બે બોલ.

---

**સગીત એટલે શુ ?**

સગીત એટલે-સુર, વર્ણ, માત્રા, કાળ, તાલ, લય-આદિની વ્યવસ્થાવાળુ જે ગીતગાન, તે સગીત કહેવાય છે

**સંગીતના અદ્ભૂત ચમત્કારો—**

સગીત, એ કેવળ દુન્યવી વિલાસો માટે જ છે, અથવા વિવિધ મિજલસોમા કે નૃત્યમડપોમા, નૃત્યરગને સાથ આપનારૂ જ છે—એટલુંજ નહિ પરતુ સગીતના સુદર સૂરમા રાગદારી મધુરા ગાયનોની સુધાપાન સમી લ્હેઝતમા, અનેક વિટબનાઓથી મૃતપ્રાય બનેલા આત્માઓને સજીવન કરવાની-નૂતન ચૈતન્ય સમર્પવાની અજબ જાદુઇ શક્ત રહેલી છે આધિ વ્યાધિ અને ઉપાધિઓના તરગોથી વ્યાપ્ત ચિંતા મહાસાગરમા નિમગ્ન બનેલાને, (દુખના ડુગરાઓમા દબાયેલાને પણ,) સગીત ઘડીભર ચિતાજન્ય દુખોનુ વિમસ્મરણ કરાવી, આનદ લહરીઓમા મજ્જન કરાવી, લ્હેરી બનાવે છે વિવિધ રાગદારીદ્વારા સગીત કષ્ટસાધ્ય વ્યાધિઓને મટાડવામા સજીવનીનું કામ કરે છે, આ બાબતમાં નંદકુમાર નામના એક વિદ્વાન તો ત્યા સુધી લખે છે કે—

"મહાયુદ્ધમાં-રણક્ષેત્રમાં ઘાયલ થયેલા યુદ્ધવીરોને થતી અસહ્ય વેદનાની વિસ્મૃતિ પાડવા માટે, વાજિંત્રના મંજુલ સ્વરનો જેટલો ઉપયોગ થયો, તેટલું દિવ્ય ઔષધિથી પણ બન્યું નહિં, એ વાત જગજાહેર છે.".............

"આજના જમાનામાં પણ, પાશ્ચાત્ય દેશોમાં ગાયનાં દૂધ કાઢતી વખતે ફોનોગ્રાફ વગાડવામાં આવે છે. ફોનોગ્રાફના આ મધુર સંગીતથી તે જાનવરો તલ્લીન થઇ જાય છે, અને તે સ્થિતિમાં તેને એટલો બધો પરમાવધિ આનંદ થાય છે કે તે ગાયો હંમેશ કરતાં વધારે દૂધ આપે છે. પરંતુ સંગીતમાં તેથી પણ કાંઇક વધારે અદ્ભૂતતા સમાયેલી છે; એમ પાશ્ચાત્ય ડૅાકટરોનું કહેવું છે."

"ચિકાગો હૉસ્પીટલમાં, ગાંડા માણસોને સંગીતના સૂર સંભળાવી ડાહ્યા બનાવી શકાય કે કેમ ? તેનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. જગપ્રસિદ્ધ પીઆનો વગાડનાર ઓગસ્લાવસ્કી, જેમણે જુદાજુદા પ્રકારનાં વાજિંત્રો જુદી જુદી રાગદારીમાં વગાડયા હતા. તે વખતે એમ જણાઇ આવ્યું કે– ઉન્મત્ત, ગાંડા, મગજનાંચસકેલ. રોગીઓનીમનોવૃત્તિ, સંગીતમાં મંજુલ અને મધુર સુરાવટમાં, શાંત, ગંભીર અને ઉલ્લસિત બનતી. નષ્ટ થયેલી તેઓની ભાવનાઓ ઠેકાણે આવતી, અને તેઓને પોતાના મનુષ્યત્વનો ખ્યાલ આવતો.".............

"પ્રથમ રોગીની આંખોમાંથી અશ્રૂ પ્રવાહ શરૂ થતો, અને એ પ્રમાણે તેના હ્રદયસ્થ દુઃખોનો ભાર ઓછો થયા બાદ, તેઓને પોતાની સ્થિતિનો ખરો ખ્યાલ આવતો. ઉપરોક્ત

પ્રયોગ પરથી ડૉક્ટરોએ સિદ્ધાત કાઢયો કે, "સગીતનો અને મનુષ્ય જીવનનો અત્યત નિકટનો સબધ રહેલો છે ' અને સગીત, શરીર રક્ષણ માટે, અને શરીર સવર્ધન માટે અત્યંત ઉપયુક્ત છે "

**વિલિયમ ફ્રૅન ડી વૉલ** નામના માણસે ઘણી શોધ ખોળને અતે, બીજો એવો એક સિદ્ધાત શોધી કાઢ્યો હતો કે – માણસને કયો રોગ થયો છે તેની પરીક્ષા, પુસ્તકના જ્ઞાન અને અનુભવ કરતા, સગીતથી વધારે જલદીથી જાણી શકાય છે સગીતની મદદથી માણસની મનોવૃત્તિઓ કયે માર્ગે દોડી રહી, છે તેનો જલદીથી પત્તો લાગે છે, અને તેજ પ્રમાણે રોગનો કાર્યકારણભાવ સમજી શકાય છે એટલુ માત્ર ખરૂ કે – આ બધા પ્રયોગો, માત્ર અત્યંત ત્રાસદાયક અને ખર્ચાળ છે **વિલિયમ** ફ્રૅનના ઉપરોક્ત ઉપક્રમમા, તેણે યશ સપાદન કર્યો તેના દવાખાનામા પડી રહેલા માણસો આખરે તદુરસ્ત બન્યા માનસિક સતાપ, અશક્તતા, શારીરિક વેદના વગેરેની, સગીતના સૂરથી વિસામણુ પડે છે અને તત્ક્ષણેજ ગાડાઓના મન પ્રફુલ્લિત બને છે. ગાડાઓના દવાખાનામાનો આ પ્રયોગ, કેદખાનામા પણ સફળ થયેલો જણાયો મોટા મોટા મહાન્ ગુન્હેગારોને, સતત વિવિધ રાગદારીના સગીતમા તલ્લીન કર્યા પછી, તેની બદમાશ મનોવૃત્તિઓ શાત પડ્યાનુ જણાઇ આવ્યું પ્રેમ, સહાનુભૂતિ કૃતકર્મનો પશ્ચાતાપ અને આજ્ઞાધારકતા વગેરે ગુણો, સ્હેલાઇથી તેના હૃદયમા ઉત્પન્ન થાય છે અને તેથીજ સદાચાર

અને નૈતિક વિચાર, અને નિર્ભેળ આનંદ મળતો હોવાથી, સંગીતનો તેના નિરૂપયોગી દવાઓમાં, અને ખોરાકમાં ઉપયોગ કરવામાં આવે એવા પ્રયત્નો પાશ્ચાત્ય ડૉક્ટરો કરી રહ્યા છે."

"ગાયન તથા જુદા જુદા સૂરથી, એકાગ્રતા જેટલી જલદીથી સાધી શકાય છે તેટલી નિઃશબ્દ શાંતતાથી લાભતી નથી. ચર્ચમાં પણ જુદાં જુદાં વાજીંત્રો રાખવામાં આવતાં હોઇ, તેના સૂર સાથે પ્રાર્થના કરવામાં આવે છે. મનઃશાંતિ એ શરીર પોષણનો એક અત્યંત મહત્વનો ભાગ છે. આનંદ, તલ્લીનતા, અને પ્રફુલ્લતાથી પાચન શક્તિને ઘણીજ મદદ થાય છે."

"નાનાં બાળકોને દૂધ પીવડાવતી વખતે, માતા બાળકને ખોળામાં રાખી, મીઠા મધુર કંઠથી, પ્રેમ ભર્યાં હાલરડાં ગાય છે; તેથી બાળકનું મન, પ્રફુલ્લ બનવાથી, પાચનક્રિયા ઘણીજ જલદીથી થાયછે. તેમજ બાળકોને સુવડાવતી વખતે, જે હાલરડાંઓ ગાવામાં આવે છે, તેનો મુખ્ય ઉદ્દેશ પણ એજ રહેલો છે. મગજપરનું ભારણ ઓછું થવાથી, મન આનંદમાં રહે છે, એવો માનસિકશાસ્ત્રનો સિદ્ધાંત છે. અને તે જ મૂલભૂત તત્ત્વપર, સંગીતની આરોગ્ય-પ્રીત્યર્થ યોજના કરવામાં આવી છે."..............

"આરોગ્યતાને માટે સંગીત અત્યંત ઉપયુક્ત છે, એમ ઠર્યા પછી તે સંબંધમાં **અમેરીકામાં** અત્યંત જોશભેર ચળવળ શરૂ થઇ. દરેક દવાખાનામાં સંધ્યાકાળે બધા રોગીઓને

એકત્ર કરી, મધુર-મીઠાં મીઠાં ગાયનો જુદાં જુદાં વાજીંત્રો પર વગાડવામા આવે છે શાળાઓમાં પણ બાળકોનાં મનોરજન સાથે સાથે તેઓના ફેફ્સા મજબુત બને તે માટે, અને રૂધિરાભિસરણ વ્યવસ્થિત રીતે ચાલે તે માટે, તેઓને સગીત-શ્રવણનો લાભ આપવામા આવે છે, અને તેઓ પાસેથી ગાયનની ખાસ તાલીમ પણ લેવામા આવે છે. એતરોમા ઘેટા બકરા ચરવા લઇ જતી વખતે, તેઓની ક્ષુધા પ્રદીપ્ત થાય, તે માટે, તેમના ગળામા મધુર રણુકારની ઘટડીઓ બાંધવામા આવે છે, અને તેઓને અલગુજના સરમા લીલીછમ હરિયાળી પર છુટા મૂકવામા આવે છે ”

સગીતમય મધુર નાદ, માનવોના મનસ્વી મનને આકર્ષે એમાં તો નવાઇ જ શું ? પરંતુ પશુગણુના મનને પણ દ્રવિત કરી નાખે છે. સગીત અને કાવ્યપ્રિય કવિજનો દેવલોકમાથી આવેલા છે, અને દેવગતિગામી છે, એમ શાસ્રીય દષ્ટિએ મનાય છે આ સગીતની અપૂર્વતા માટે મહાપુરૂષો ફરમાવે છે કે—‘ सुखिनां सुखदः दुःखिनां दुःखहृद् ’ (પરમાર્હત કુમારપાલ ભૂપાલ ચરિત્રે)

એટલે કે–સગીતમય મધુર નાદ, સુખીઆઓને સુખ આપે છે અને દુ.ખીઆઓના દુઃખોને હરે છે પરમાર્હત શ્રી કુમારપાલ મહારાજાના રાજદરબારમા, હરણ જેવા બીકણુમા બીકણ પશુ ને પણ, માનવમેદનીમા ઉપસ્થિત કરવામાં આવ્યું હતું આ પણ એક સગીતનો જ પ્રતાપ હતો

અરે! એ વાત તો દૂર રહો? કિતુ પત્થરને ગાળી

પાણી મય કરી મૂકવો, શુષ્ક કાષ્ઠને નવપલ્લવિત કરવું, અકાલે મેઘવૃષ્ટિ કરાવવી, વિના જ્યોતિએ દીપક પ્રકટાવવો, વગેરે જડ વસ્તુઓ પર પણ અવનવા પલટા કરવાનું અમોઘ સામર્થ્ય સંગીતે ખરીદેલું છે.

સુખના અમોલા સ્થાનમાં વસતા દેવતાઓને પણ આ સંગીત સિવાય ચાલતું નથી, એટલુંજ નહિ પરંતુ અપૂર્વ આનંદ દેવામાં તે મુખ્ય તેમજ અદ્વિતીય ગણાય છે. છ ખંડ પૃથ્વીના સ્વામી-એવા ચક્રવર્તિના નવનિધાનો પૈકીનું સંગીત પણ એક નિધાન છે, નિષ્કારણ જગદ્‌બંધુ ત્રણલોકના નાથ તીર્થંકરદેવોની દેશનાના ધ્વનિને પણ દેવો માલકોશાદિ રાગથી સંગીતમય કરી મૂકે છે, જેથી તેમાં તલ્લીન થઇ સર્વપર્ષદ્‌-સકલશ્રોતૃવર્ગ તે દેશનાને હેતપૂર્વક સાંભળી-પોતાને કૃતકૃત્ય માને છે, અને આત્મ સન્મુખ દશામાં આગળ ધપે છે.

**સંગીતમાં સર્વરસ પોષક શક્તિ--**

સંગીતમય મધુરધ્વનિ કઠણમાં કઠણ હૃદયને પણ દ્રવિત કરી શકે છે, હસતાઓને રડાવી શકે છે, રડતાને હસાવી શકે છે, નાહિંમતને હિંમત આપે છે, ભાવનાઓના પલટાઓ કરાવી શકે છે, વધારે શું કહીએ ? આ સંગીતમાં જે રસને ઓતપ્રોત કરવો હોય, તે રસને સંગીતજ્ઞ કવિજનો કરી શકે છે, અર્થાત્ સંગીત તમામ રસ પોષવામાં સમર્થ છે.

**સંગીતમાં સર્વસ્વ—**

આ વિશ્વમાં એવો કોઇ રસ નથી, એવું કોઇ વર્ણન નથી, એવી કોઇ ઘટના નથી, એવી કોઇ કલ્પના નથી-કે જેનું

સગીતમા સ્થાન ન હોય, અર્થાત્ સંગીત એ ધવલ વિમલ પટ છે-સફેદ સ્વચ્છ વસ્ત્ર છે. તેમાં જે વર્ણનનુ ચિત્ર આલેખવા માગીએ, તે તે આલેખી શકાય છે, અને તે સગીત (રૂપવસ્ત્ર) જેવા જેવા રસ (રગ) થી રગાયેલ હોય, તેવી તેવી ભાવના ગાયક તથા શ્રોતાજનને ઉત્પન્ન થાય-એ સ્વાભાવિક છે

**પ્રાચીન તથા અર્વાચીન સગીત—**

પ્રાચીન સગીત પદ્ધતિ સગીનહતી સગીનતાથીજ સમસ્ત કાર્ય સગીન-વ્યવસ્થિત બને છે પ્રાચીન ધર્મચુસ્ત મહાજ્ઞાની કવિજનોએ, શાસ્ત્રીય પ્રાચ્ય સગીત પદ્ધતિમા શાતરસ-કરૂણારસ-વૈરાગ્યરસ ભકિતરસ આદિ પ્રશસ્ત રસોની અનેકવિધ પુષ્ટિ કરેલી છે પૂર્વમહર્ષિઓના તે પદ્યો-સગીતો દરેક પ્રશસ્ત રસનું પોષણ આપવા પૂરતા જ છે, એટલુ જ નહિ, પરતુ હજારો સુબોધ-કિરણોદ્વારા ભવ્ય જનોના હૃદયકમળમાં અનેરો પ્રકાશ પાડવામા સહસ્રકિરણ-સૂર્ય સમાન છે અહો ! તે પ્રાચ્ય પદ્યો કયા ? અને ખદ્યોત તુલ્ય અર્વાચીન આ પદ્યો કયા ? ખરેખર આકાશ જમીન જેટલુ મહદ્ અતર છે, છતા પણ . .

**આધુનિક સગીતનુ પ્રયોજન—**

કાળ પરિવર્તનશીલહોવાથી વર્તમાનકાળમા-નાટક, સીનેમા બોલતી ફીલમો, રેડીઓ, ફોનોગ્રાફ આદિ દ્વારા, અવનવા રાગમય સગીત, અનેક રીતે પ્રસિદ્ધિ પામ્યું છે, અને માનવોને પોતાની તરફ આકર્ષી રહ્યુ છે,

આધુનિક નાટક સીનેમા, બોલતી ફીલમો, આદિનું સંગીત, પ્રાયઃ શૃંગારરૂપ અંગારાઓથી ધગધગી રહ્યું છે. આ અંગારાઓ ધાર્મિક તેમજ આધ્યાત્મિક જીવનને ભસ્મીભૂત કરી મૂકે છે, આત્મા નિમિત્તવાસી એટલે કે મળતાં (માનીલીધેલા) અનુકૂળ આલંબનોમાં ઢળી જતો હોવાથી, આવા સંગીતના ગાયકો તથા શ્રોતાઓ તે તરફ પ્રગતિ કરે એ સ્વાભાવિક છે. આટલાજ કારણથી તેજ રાગમય સંગીતનો રસ પૂરો પાડી, સાથોસાથ ભક્તિ-વૈરાગ્ય. કરુણા આદિ પ્રશસ્ત રસોના પોષણદ્વારા પ્રજા ધાર્મિક ભાવના યુક્ત થાય એવા આશયથી, આ 'નૂતનજિન સ્તવનમાલા' નાં સ્તવનો નૂતન રાગમાં રચ્યાં છે.

**આ પુસ્તિકામાં આવતા વિષયો, અને તેની ઉપયોગિતા-**

આ પુસ્તિકામાં પ્રથમ, ચોવીશે તીર્થંકર ભગવન્તોની એક એક સ્તુતિ ગુજરાતી ભાષામાં તેમજ શિખરિણી છંદમાં રચાયેલ છે. બાળજીવોને દેરાસરમાં પ્રભુજી પાસે બોલવામાં સરળ પડે અને સ્પષ્ટ સમજાય એટલા માટે ગુજરાતી ભાષામાં તેમજ પ્રાચીન છંદમાં આ "શ્રી જિન સ્તુતિ-ચતુર્વિંશકા (સ્તુતી-ચોવિશી)" સૌથી પ્રથમ મૂકવામાં આવી છે. જેની આ બીજી આવૃત્તિ છે.

ત્યાર પછી 'સ્તવન ચોવિશી' મૂકવામાં આવી છે. તેમાં ચોવીશ તીર્થંકર ભગવન્તોના આધુનિક જુદા જુદા નૂતન રાગોમાં, સ્તવનો રચવામાં આવ્યાં છે, શિખર ઉપર કળશ ચઢાવવામાં આવે તોજ શિખર શોભે, માટે આ ચોવીશી પૂરી થયા પછી કળશ બનાવવામાં આવ્યો છે. જેમાં

રચના-કાળ-ક્ષેત્ર રચયિતા આદિના નામોલ્લેખપૂર્વક ફળ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. **આ સ્તવન ચોવીશીની ત્રીજી આવૃત્તિ છે.** આની રચના વિક્રમ સંવત ૧૯૯૩ની સાલમા થઇ હતી, અને પ્રથમ આવૃત્તિ ૧૯૯૪ મા સુરતથી પ્રકાશિત થઇ હતી જે 'સૌભાગ્યસિંધુ' નામની સવિધિ પ્રતિક્રમણાદિ સગ્રહમા મૂકવામા આવી હતી, અને તેના ઉપરથી 'જૈન વિજયાનંદ પ્રેસ' ના અધિપતિએ સ્વપ્રેસમા એક હજાર ચોપડીઓ અલગ છાપી પોતાના તરફથી પ્રકાશિત કરી હતી, જે ટુંક સમયમા ખપી જવાથી અને લોકોની ઉપરા ઉપરી માગણીઓ આવવાથી, અમદાવાદવાળા શેર દલાલ લાલભાઇ કુલચંદ ઘીયા તરફથી બીજી આવૃતિ (વધારા સાથે) પ્રકાશિત થઇ હતી, તે પણ ટુંક સમયમા ઉપડી જવાને અગે, તેમજ લોકપ્રિયતાને અગે, બોટાદવાળા ખગડીઆ હરગોવિંદ ઉજમશી એ, સ્વ-દીક્ષાભિલાષી લઘુબંધુ **'ઝવેરચંદ' ના સંસ્મરણાર્થે** છપાવી **આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે**

સ્તવન ચોવીશી પુરી થયા પછી તદ્દન નવા રાગોમા વિવિધ (૧૪) સ્તવનો મૂકયા છે, ત્યારબાદ **'કલ્યાણક પચ્ચીશી'** મૂકવામા આવી છે, જેની પ્રથમ આવૃતિ, સુરતથી વિ. સવત ૧૯૯૪મા પ્રકાશિત થઇ હતી, ત્યાર પછી બીજી થઇ, અને આ આવૃત્તિ ત્રીજી છે આ કલ્યાણક પચ્ચીશીની એક એક કડીમા ક્રમશ એક એક તીર્થંકરના પાચ પાચ કલ્યાણક તિથિઓનું વિધાન છે. ફક્ત આ એકજ સ્તવન કંઠસ્થ કરવાથી ચોવીશે તીર્થંકરોના ૧૨૦ કલ્યાણકોનું જ્ઞાન થાય છે.

# સ્થૂલ-વિષયાનુક્રમણિકા.



# વિસ્તૃત-વિષયાનુક્રમણિકા.

## ત્રણ-સ્તુતિઓ.

# શુદ્ધિપત્રકમ્

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | પંક્તિ |
| --- | --- | --- | --- |
| वेंाघ | वेंाघं | ૨ | ૧૨ |
| भव्यघनश्च मुक्तिराम-फलदः | भव्यारामघनश्च मुक्तिफलदः | ૩ | ૧૮ |
| कारुण्याखर्क्डुर्धने | कारुण्याङ्कुरवर्धने | ૪ | ૫ |
| રુપી | રૂપી | ૭ | ૧૨ |
| ગમે | ગમેં | ૭ | ૧૫ |
| સુધમાર્થી | સુધર્માર્થી | ૮ | ૨૧ |
| તીથેશ | તીર્થેશ | ૧૩ | ૧૩ |
| જગા ૬ | જગા ૨ | ૧૭ | ૭ |
| કુમતિ | સુમતિ | ૧૭ | ૧૨ |
| નમિસૂરીશ્વર | નેમિસૂરીશ્વર | ૧૮ | ૧૬ |
| ચોળમજી ૨ ગ ઠનો | ચોળમજીઠનો ૨ ગ | ૧૮ | ૨૩ |
| રૂચ | રૂચિ | ૨૧ | ૨૧ |
| દિલમે | દિલમે | ૨૨ | ૩ |

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | પંક્તિ |
|---|---|---|---|
| નિદા | નિન્દા | ૮૮ | ૪ |
| અવિયા | ભવિયા | ૮૮ | ૧૦ |
| કમ | કર્મ | ૮૯ | ૨૨ |
| ભાવને | ભવને | ૪૧ | ૪ |
| રાજસિહ | રાજસિંહ | ૯૧ | ૬ |
| રાં ર | રંદિર | ૯૨ | ૧૯ |
| સમ્મત્ત | સમ્મત્તે | ૯૩ | ૧૫ |
| સ્મરણુમ | સ્મરણુમ્ | ૯૫ | ૮ |
| રકખંતુ | રક્ખંતુ | ૯૬ | ૩ |
| ઝ–એઅ૦વા | ઝાએઅ૦વા | ૯૬ | ૭ |
| ખાલિઅ | ખાલિઅં | ૯૬ | ૧૨ |
| સંત્તરિસય | સત્તરિસયં | ૯૬ | ૧૬ |
| સદૂલ | સદ્દૂલ | ૯૭ | ૧૩ |
| રક્ખસ | રક્ખસ | ૯૮ | ૧૧ |
| સુહ | સુહ | ૯૯ | ૮ |
| દેવ–દાણા– | દેવ–દાણુ | ૧૦૦ | ૨૦ |
| સમહિઅં | સમહિઅ | ૧૦૧ | ૧૫ |
| ભાત્ત | ભત્તિ | ૧૦૧ | ૨૩ |
| વિઆરણિઅહિ | વિઆરણિઆહિ | ૧૦૨ | ૯ |
| હુતિ | હુંતિ | ૧૦૨ | ૧૯ |
| પાવદે–ાસ | પાવદોસ | ૧૦૩ | ૯ |
| લટ્ઠા | લટ્ઠા | ૧૦૩ | ૧૩ |

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | પંક્તિ |
|---|---|---|---|
| ગુણેહિં | ગુણેહિં | ૧૦૩ | ૧૪ |
| જુદૌ, | જુદ્દા, | ૧૦૩ | ૧૫ |
| સ્તાત્ર | સ્તોત્રં | ૧૦૪ | ૧૧ |
| વડ્ા મય | વાઙ્ મય | ૧૦૪ | ૧૬ |
| નિર્માપતિ | નિર્માપિત | ૧૦૫ | ૧૯ |
| ય દ્દિતે | યદ્દિતે | ૧૦૬ | ૩ |
| lહ્ર | હ્રિ | ૧૦૬ | ૧૩ |
| દિગ્જનયાત | દિગ્જનયતિ | ૧૦૬ | ૨૩ |
| ત્વામામનન્તિ | ત્વામામનન્તિ | ૧૦૬ | ૨૪ |
| બોધાત | બોધાત્ | ૧૦૭ | ૫ |
| વસ્મયોત્ર | વિસ્મયોત્ર | ૧૦૭ | ૧૦ |
| નો | નો | ૧૦૮ | ૬ |
| નામ | નામ્ | ૧૦૮ | ૬ |
| ૨ ફ્રતે | ઽદ્રુતે | ૧૦૮ | ૧૨ |
| વલ્ગત્તુરઙ્ગ ગ | વલ્ગત્તુરઙ્ગ | ૧૦૮ | ૧૫ |
| દુજય | દુર્જય | ૧૦૮ | ૨૦ |
| શૃઙ્ખલ | શૃઙ્ખલ | ૧૦૯ | ૪ |
| ભુજમમયા | ભુજઙ્ગમયા | ૧૧૦ | ૧૫ |
| ન્ત , | ઽન્ત , | ૧૧૦ | ૨૦ |
| ભાજ ! , | ભાજ ! , | ૧૧૫ | ૩ |
| પ્રક્ર | પ્રકમ્પા | ૧૧૫ | ૭ |
| કન । દ્રિ | કનકાદ્રિ | ૧૧૫ | ૧૦ |

નમી [22] નેમિજિન [23] પાસને, વંદો [24] વીરજિણંદ;
નેમિસૂરિવર પટધરા, સૂરિ લાવણ્ય મુણિંદ. (૪)
તસ પદ પંકજ મધુકરો, દક્ષ કહે ભવિવૃંદ;
ઇમ ચોવીશ જિન નિત નમી, લહો આનંદ અમંદ. (૫)

---

જં કિંચિ નામ-તિત્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ;
જાઇં જિણ-બિંબાઇં, તાઇં સવ્વાઇં વંદામિ. ॥ ૧ ॥

નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં (૧). આઇ-ગરાણં, તિત્થ-યરાણં, સયં-સંબુદ્ધાણં (૨). પુરિસુત્તમાણં, પુરિસ-સીહાણં પુરિસ-વરપુંડરી-આણં, પુરિસવર-ગંધ-હત્થીણં (૩). લોગુત્તમાણં, લોગ-નાહાણં, લોગ-હિઆણં, લોગ-પઇવાણં, લોગ-પજ્જોઅ-ગરાણં (૪). અભય-દયાણં, ચક્ખુ-દયાણં, મગ્ગ-દયાણં, સરણ-દયાણં, બોહિ-દયાણં (૫). ધમ્મ-દયાણં, ધમ્મ-દેસયાણં, ધમ્મ-નાયગાણં, ધમ્મ-સારહીણં, ધમ્મ-વર-ચાઉરંત-ચક્ક-વટ્ટીણં (૬). અપ્પડિહય-વર-નાણ-દંસણ-ધરાણં, વિઅટ્ટ-છઉમાણં (૭). જિણાણં, જાવયાણં, તિન્નાણં, તારયાણં, બુદ્ધાણં, બોહયાણં; મુત્તાણં, મોઅગાણં (૮). સવ્વ-ન્નૂણં, સવ્વ-દરિસીણં, સિવ-મયલ-મરૂઅ-મણંત-મક્ખય—મવ્વાબાહ—મપુણરાવિત્તિ-સિદ્ધિ--ગઇ નામધેયં, ઠાણં સંપત્તાણં, નમો જિણાણં, જિઅ-ભયાણં. (૯). જેઅ અઇયા સિદ્ધા, જેઅભવિસ્સંતિ ણાગયે કાલે, સંપઇ અ વટ્ટમાણા, સવ્વે તિ-વિહેણ વંદામિ. (૧૦).

---

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહે અ તિરિઅ-લોએ અ;
સવ્વાઇં તાઇં વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં (૧)

ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં-જાવણિજ્જાએ નિસીહિઆએ ?
મત્થએણ વંદામિ.

જાવંત કેવિ સાહૂ ભરહેરવય-મહાવિદેહે અ;
સવ્વેસિં તેસિં પણઓ, તિવિહેણ તિ-દંડ-વિરયાણ (૧)

---

નમોર્હત્-સિદ્ધાચાર્યોપાધ્યાય-સર્વ-સાધુભ્ય

---

( કહી, કોઇ પણ સ્તવન કહેવું-યા ' ઉવસગ્ગહર, નીચે પ્રમાણે કહેવું )

ઉવસગ્ગ-હર પાસં, પાસં વંદામિ કમ્મ-ઘણ-મુક્કં,
વિસ-હર-વિસ-નિન્નાસં, મંગલ-કલ્લાણ-આવાસં. (૧)

વિસ-હર-ફુલિંગ-મંતં, કંઠે ધારેઇ જો સયા મણુઓ,
તસ્સ ગહ-રોગ-મારી,-દુટ્ઠ-જરા જંતિ ઉવસામં (૧)

ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુ-ફલો હોઇ,
નર-તિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખ-દોગચ્ચં. (૨)

તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિ-કપ્પપાયવબ્ભહિએ,
પાવંતિ અવિગ્ઘેણ, જીવા અયરામરં ઠાણં. (૩)

ઇઅ સંથુઓ મહા-યસ !, ભત્તિ-બ્ભર-નિબ્ભરેણ હિઅએણ,
તા દેવ ! દિજ્જ બોહિં, ભવે ભવે પાસ ! જિણ-ચંદ ! (૪)

( પછી મસ્તકે હાથ જોડી, ' જય વીયરાય' કહેવા )

જય વી-રાય ! જગ-ગુરૂ ! , હોઉ મમં તુહ પભાવઓ ભયવં;
ભવ-નિવ્વેઓ મગ્ગા,-ણુસારિઆ ઇટ્ઠ-ફલ સિદ્ધી. (૧)

લોગ-વિરૂદ્ધ-ચ્ચાઓ, ગુરૂ-જણ-પૂઆ પરત્થ-કરણં ચ;
સુહ-ગુરૂ-જોગો તવ્વયણ,-સેવણા આ-ભવમખંડા. (૨)

( હાથ સ્હેજ નીચા કરી, આગળ બોલવું )

વારિજ્જઇ જઇ વિ નિયાણ,-બંધણં વીય-રાય ! તુહ સમયે;
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચલણાણં (૩)

દુક્ખ-ક્ખઓ કમ્મ-ક્ખઓ, સમાહિ-મરણં ચ બોહિ-લાભો અ;
સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ ! પણામ કરણેણં. (૪)

સર્વ-મંગલ-માંગલ્યં, સર્વ-કલ્યાણ-કારણં;
પ્રધાનં સર્વ-ધર્માણા-જૈનં, જયતિ શાસનમ્. (૫)

( પછી ઉભા થઇને બોલવું કે-)

અરિહંત-ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં. વંદણ-વત્તિઆએ, પૂઅણ-વત્તિઆએ. સક્કાર-વત્તિઆએ, સમ્માણ-વત્તિઆએ, બોહિ-લાભ-વત્તિઆએ, નિરૂવસગ્ગ-વત્તિઆએ, સદ્ધાએ, મેહાએ, ધિઇએ, ધારણાએ, અણુ-પ્પેહાએ, વડ્ઢમાણીએ, ઠામિ કાઉસ્સગ્ગં.

અન્નત્થ ઊસસિએણં, નીસસિએણં; ખાસિએણં, છીએણં, જંભાઇએણં; ઉડ્ડુએણં, વાય-નિસગ્ગેણં, ભમલીએ, પિત્ત-મુચ્છાએ; સુહુમેહિં અંગ-સંચાલેહિં, સુહુમેહિં ખેલ-સંચાલેહિં સુહુમેહિં દિટ્ઠિ-સંચાલેહિં; એવમાઇએહિં આગારેહિં, અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો. જાવ-અરિહંતાણં ભગવં-

તાણુ નમુક્કારેણું ન પારેમિ, તાવ-કાય ઠાણેણુ, મોણેણું, ઝાણેણુ, અપ્પાણ્ વોસિરામિ.

( કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો ' નમો અરિહંતાણુ ' કહી, પારી ' નમોર્હત-સિદ્ધાચાર્યોપાધ્યાય-સર્વ-સાધુભ્યઃ ' કહેવુ પછી-કોઇ જોડાની પહેલી થોય કહેવી, યા નીચેની કહેવી )

શ્રી એશ્વર પાસજી પૂજીએ, નરભનો લાહો લીજીએ,
મન-વાંછિત-પૂરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ (૧)

॥ ઇતિ ચૈત્યવંદન વિધિ સહિત સમાપ્ત ॥

---

# તદ્દન નવાં રસિક સ્તવનો.

## ૧. શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ સ્તવન.

( બન ચલે રામ રઘુરાઇ, સંગ ચલ જાનકી માઇ એ રાગ )

પલ પલે પાર્શ્વ પ્રભુ ધ્યાઇ, છોર મમત મોહકી જાઇ,
શિવપદ પાના ભાઇ. પલ પલે૦ (૧)

તીન ભુવન કે દીપક જિનને, કેવલ જ્યોતિ જગાઇ,
પાસ પાસ રટતે ભવિજનને, શિવપુર પાસ મિલાઇ,
જો જિન પ્રેમ હિંડોલે ડોલે, સો પાવે પ્રભુતાઇ. પલ પલે૦ (૨)

દીનદયાલે દયા દિલ લાઇ, નવકારકો સુનાઇ,
જલતી નાગકી જોરી બચાઇ, સ્વર્ગપુરી પહુચાઇ,
નેમિ-લાવણ્ય-દક્ષ ભજત હે, પાસ શરન સુખદાઇ
પલ પલે૦ (૩)

## ૨. સામાન્ય જિન સ્તવન.

( આયા દ્વાર તુમ્હારે , રામા ! આયા દ્વાર તુમ્હારે...એ રાગ ).

આયા દ્વાર તુમ્હારે, દાદા ! આયા દ્વાર તુમ્હારે. (ટેક)
ઝળુ ઝળુ ઝળુકે જ્યોતિ બદન પર,
મોહ તિમીર વિદારે. દાદા ! આયા૦ (૧)
પરમપ્રતાપી ! સુરનરનારી—
નાયક દાસ તિહારે. દાદા ! આયા૦ (૨)
જીવન નૈયા ભવ સરવરસે—
તુમ બિન કૌન ઉગારે ? દાદા ! આયા૦ (૩)
નેમિ-લાવણ્યસૂરિ-ચરણોંકા—
સેવક **દક્ષ** સહારે. દાદા ! આયા૦ (૪)
નેક નજર કર જિનજી ! તારો—
દીનદયાલ દિલારે ! દાદા ! આયા૦ (૫)

## ૩. શ્રીનેમિનાથજિન—સ્તવન.

( રામસે કોઇ મીલાદે......એ રાગ. )

નેમસે કોઇ મિલાદે, મુઝે-નેમસે કોઇ મિલાદે.
બિન બાદલકા બિમલા ચંદા,'ચિત્ત ચકોરે લગાદે. મુઝે૦ (૧)
કોઇ કહે વો રૈવતગિરિમેં, કોઇ કહે સહસાવનમેં.
કોઇ કહે ગિરિકે કંદરમેં, કોઇ કહે ધ્યાનીકે ઘરમેં,
મીલ સકું મૈં જિનકો છિનમેં, ઐસા રાહ દીખાદે. મુઝે૦ (૨)
રાજુલ વલવલતી યું દિલમેં, **નેમિ**-ચરણ-**લાવણ્ય**-કમલમેં
માધુકરી વૃત્તિ ધરી જગમેં,"જ્યોત સે જ્યોત મીલાઇ પલમેં,
**દક્ષ** કહે શ્રી નેમિજિનસે, અસી જ્યોત જગાદે. મુઝે૦ (૩)

## ૪. શ્રી ચંદ્રપ્રભ—સ્તવનમ્.

(રાગ-યમન કલ્યાણ, તાલ-ત્રિતાલ ) [ફુલ બન સેજ બિછાઇ-એ રાગ ]

(સ્થાયિ—)

જિનવર ચંદ સહાઇ, સૈયા મોરા-જિનવર ચંદ સહાયિ
પાયે ગે જબ દરશન, પિયા મોરા-
ચિત્ત ચકોર હસાઇ, સૈયા મોરા- જિનવર૦ (૧)

(આતરો—)

જબહુ જિનજી દિલ લાયે ગે, પિયા મોરા-
સમકિત સર ઉલસાઇ, સૈયા મોરા- જિનવર૦ (૨)

(અભોગ—)

નેમિ-લાવણ્ય-દક્ષ-કુમુદકે, સૈયા મોરા-
ચંદ્રપ્રભ સુખદાઇ, પિયા મોરા- જિનવર૦ (૩)

## ૫. શ્રીસામાન્યજિન-સ્તવનમ્

( મે તો આરતિ ઉતારૂ રાધે શ્યામકીરે—એ રાગ )

[ગગિનિ-ગરબા, તાલ-કહરવા]

મે તો મૂરતિ જુહારૂ જિનરાજકીરે
જિનરાજકીરે જગતાજકીરે મે તો૦ ૧
ભક્તિકે પિયૂષ ઘોલ, લગાકે રંગ ચોલ,
મિથ્યા પડલ ખોલ ખોલ (૨)
મેં તો સુરતિ નિહારૂં, વીતરાગકીરે મે તો૦ ૨
ક્ષમાકે કટાર ધાર, કર્મો કે કટક સંહાર,
શિવ લહું સાર સાર (૨)
નેમિ-લાવણ્ય-દક્ષ વાણી સુણીરે મે તો૦ ૩

## ૬. શ્રીસામાન્યજિન-સ્તવનમ્

( બંદે ! નાવકા લંગર છોડ-એ રાગ ) [રાગિની-ભાટિયાલી]
(તાલ-કહરવા.)

પ્યારે ! ભવકા બંધન તોડ, પ્યારે ! ભવકા બંધન છોડ.
હરકે મેરી કર્મકી કિલિયા, ભવકા બંધન તોડ. પ્યારે૦ ૧
તું એક મેરા જીવન સાથી—
ઔર સભી હૈં સ્વારથ સાથી, ભવકા બંધન તોડ. પ્યારે૦ ૨
જ્યું ગૈયા બિન બછરે ઇકલે—
ત્યું સૈંયા બિન હમ હૈ વિકલે, ભવકા બંધન તોડ. પ્યારે૦ ૩
નેમિ-લાવણ્ય-દક્ષ સહાયા—(૨)
જિનવર ! વંદન કોડ, પ્યારે ! જિનવર ! વંદન કોડ,
પ્યારે ! ભવકા બંધન તોડ. પ્યારે૦ ૪

## ૭ શ્રી જિનપૂજના-પદ્યમ્

( મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા-એ રાગ ).

વ્હાલી લાગે છે મને, જિનની સુપૂજના—
આપે આનંદ અપારરે-જિનવર કેરી સુપૂજના (ટેક)
નિર્મળ જીવને, જિન ન્હવરાવતાં—
વિમળ જીવન ધારરે-જિનવર કેરી સુપૂજના. વ્હાલી૦ ૧
શમરસ ચંદને, ભક્તિનાં ફુલડે—
પૂજા નવઅંગે ઉદારરે-જિનવર કેરી સુપૂજના. વ્હાલી૦ ૨
ધર્મધ્યાન ધૂપે, જ્ઞાન પ્રદીપે—
કુમતિ તિમીરને વારરે-જિનવર કેરી સુપૂજના. વ્હાલી૦ ૩

ક્ષમા અક્ષતનો, સ્વસ્તિક વિરચી—
ચઉગતિ ભ્રમણુ નિવારરે-જિનવર કેરી સુપૂજના વ્હાલી૦ ૪
ધરી મધુરવાક્, નૈવેદ્ય મારા—
ધરજો સુભાવ ફળ ભારરે-જિનવર કેરી સુપૂજના. વ્હાલી૦ ૫
અષ્ટપ્રકારી આ, પૂજા રચાવી—
આઠે કરમ કરો દૂરરે-જિનવર કેરી સુપૂજના વ્હાલી૦ ૬
નેમિ-લાવણ્યસૂરિ, દક્ષ સુશિક્ષા—
પામી તરો સંસારરે-જિનવર કેરી સુપૂજના. વ્હાલી૦ ૭

## ૮. શ્રીપાર્શ્વનાથ-સ્તવનમ્

(મીઠા લાગ્યા તે મને આજના ઉજાગરા ..એ રાગ)

પાર્શ્વજિણંદ ! ભવ-પાર ઉતારજો—
કૃપા કરી કિરતારરે,-ભવસિંધુ પાર ઉતારજો (ટેક૦)
સમયે સમયે જેમા, છોળો ઉછળતી—
'અહું ને મમ'ની અપારરે ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૧
કામના વમળમા, જીવન નૈયા—
ડોલી રહી સરકારરે. ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૨
કુમતિ પટોળે, સુમતિ સુકાનને—
કીધું છે કરથી દૂરરે ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૩
ચરણ કરણથી હીણ, થયો છુ—
તરણ તારણહારરે ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૪
નેમિ-લાવણ્યસૂરિ,-દક્ષ કહે છે—
હવે તાહરો આધારરે.. . ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૫

## ૯. શ્રીમહાવીરસ્વામિ-સ્તવનમ્

[લેશો નિશાશા, પરણેતરના, થાશો સુખી શી પેર......એ રાગ]

દેશો દિલાસા, દિલવર દિલના, કિંકરપર કરી મ્હેર—
જિનજી ! થાશું સુખી. (ટેક)

નિગોદમાંથી, થયો હું થાવર[1], વિગલેન્દ્રી[2] બેર બેર[3]—
કિંકર તારો દુઃખી;
ચોરાશી લાખના, ચોટે હું ભટક્યો, થયો દુઃખી ઠેર ઠેર—
કિંકર તારો દુઃખી. દેશો૦ ૧

માગ્યા ઉપર પણ, હું છું દેવાયો, વર્ત્યો છે કાળો કેર—કિંકર૦
શુભ કરણીમાં, આડા આવેછે, કર્મના કાઠીયા તેર-કિંકર૦ દેશો૦ ૨

અનાદિ કાળની, પ્રીતિ વિસારી, વસીયા શિવપુર શહેર-કિંકર૦
આમ કરશો તો, 'પરદુઃખભંજન', બિરૂદ રહેશે શી પેર-
કિંકર તારો દુઃખી. દેશો૦ ૩

ભાગ્ય ઉદયથી, દરિસણ પાયો, ફાલ્યો સુરતરૂ ઘેર-કિંકર૦
ત્રિશલાનંદન ! કર્મ નિકંદન,-કર હર વૈરી વેર-કિંકર૦ દેશો૦ ૪

નેમિ-લાવણ્ય-પદ, કંજ[4] ભ્રમર સમ, દક્ષ કહે દિલભેર-કિંકર૦
તુમ પસાયે, મુક્તિમંદિરમાં, કરશું લીલા લ્હેર-કિંકર૦ દેશો૦ ૫

---

૧. થાવર=પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ.
૨. વિગલેન્દ્રી=બેઇન્દ્રી, તેઇન્દ્રી અને ચઉરિન્દ્રી. ૩. વારંવાર. ૪. કમળ.

॥ ॐ अर्हं नमः ॥

શ્રીવિજયનેમિસૂરિગ્રન્થમાલા-રત્ન ૯ મુ

શ્રીમત્તપાગચ્છાધિપતિ—શાસનસમ્રાટ્—સર્વતન્ત્ર-
સ્વતન્ત્ર-સૂરિચક્રચક્રવર્ત્તિ-ભટ્ટારકાચાર્ય-શ્રીમદ્વિજય-
નેમિસૂરીશ્વર-પટ્ટાલંકાર-વ્યાકરણવાચસ્પતિ-કવિરત્ન-
શાસ્ત્રવિશારદ—ભટ્ટારકાચાર્ય—શ્રીમદ્વિજયલાવણ્ય-
સૂરીશ્વર-શિષ્યરત્ન-સ્યાદ્યન્તરત્નાકરાદિકર્તા—વિદ્વદ્વર્ય
મુનિરાજ શ્રી દક્ષવિજય વિરચિત

# શ્રી નૂતન જિનસ્તવનમાલાદિ.

પ્રકાશક—ચારિત્રાભિલાષી સ્વ લહુભાઈ ઝવેરચંદના
સમ્મરણાર્થે, બગડીયા ઉજમશી મુ આબાઇ તરફથી
હુરગોવિંદ ઉજમશી બગડીયા બોટાદવાળા
વિક્રમ સંવત્ ૧૯૯૫ પ્રતિ-૧૦૦૦ શ્રીવીરસંવત્ ૨૪૬૫
મૂલ્ય અમૂલ્ય સદુપયોગ

औरंगाबशोभाशालिने श्री नेमीश्वराय नमो नमः

॥ ॐ अर्हं नमः ॥

## ॥ श्रीमद्विजयनेमिसूरीशाष्टकम् ॥

( शार्दूलविक्रीडित–वृत्तानि )

नेत्रानन्ददमस्ति यस्य वदनं,
मिथ्यामतिध्वंसकृत् ।
सूर्याभाऽखिलवस्तुबोधनविधौ,
रीतिर्यदीयाऽमला ॥
शंवः श्रीमुनिराजराजितिलको,
वन्द्याङ्घ्रिपद्मद्वयो ।
देयान्नेमिप्रभुस्स तीर्थपगुरु–
बोधं गतान्धन्तु नः ॥ ॥१॥

काव्यव्याकरणागमे सुललिते, वृत्ते च षड्दर्शने ।
साहित्यप्रभृतौ प्रबन्धनिकरे, यत्कौशलं विस्तृतम् ॥
यस्यास्ति प्रतिभा प्रमोघकलिता, दक्षप्रमोदक्षमा ।
भव्यानां हृदयं पुनातु स सदा, श्रीनेमिसूरीश्वरः ॥२॥
यस्योक्तिस्सकलार्चितापहरणी, सङ्क्लेशसंहारिणी ।
प्रसाराणर्वपारप्रापितरणी, सद्बोधविस्तारिणी ॥
सद्विज्ञानरमाविहारधरणी, सन्मार्गसंचारिणी ।
जीयान्नेमिप्रभुस्स भारतमणिः, सूरीशमालाग्रणीः ॥३॥
कीर्त्तिर्यस्य दिगङ्गनाङ्गणगता, सार्वं च यं संश्रिताः ।
वन्दन्ते निपुणाश्च भक्तिकलिता, जैनाश्च जैनेतराः ॥
विश्वेऽस्मिन्नतुलप्रभावभवनं, ध्येयश्च यः साधुभिः ।
सोऽयं नेमिप्रभुस्तनोतु सुमतिं, भट्टारकः सूरिराट् ॥४॥
यन्नामस्मरणं हि भीतिहरणं, रोगोपसर्गापहं ।
भव्यानां निखिलार्थसिद्धिसदनं, सन्तापपापापहम् ॥
संसारानलदाहशान्तिसलिलं, यद्दर्शनं शर्मदं ।
पायाद्वः सततं त्वपायविततेः सूरिस्स नेमीश्वरः ॥५॥
तीर्थोद्धारपरायणः समयविद्–विद्वत्सभाशेखरो ।
भव्यघनश्च मुक्तिरामफलदः कल्याणकल्पद्रुमः॥

यस्यान्तःकरणं रतं तु सततं, सत्त्वोपकारेषु सः ।
कल्याणं विपुलं ददातु भविनां, श्रीनेमिसूरिस्सदा ॥६॥
भव्यान्तःकरणारविन्दमिहिरो, माङ्गल्यमालापदः ।
श्रीमत्तीर्थपशासनैकरसिकः, कन्दर्पदर्पापहः ॥
कारुण्याख्यवर्धने जलधरो, गीतार्थचूलामणिः ।
स्तुत्योऽयं खलु नेमिसूरिभगवान्-साक्षात्सुरद्रूपमः॥७॥
भव्याब्ध्याघवृद्धिचन्द्रसदृशं, श्रीनेमिसूरीश्वरं ।
सम्यग्दर्शनबोधदानसदनं, चारित्रभानूदयम् ॥
जैनेन्द्रागमतत्त्वनन्दनघनं, लावण्ययोगालयं ।
दक्षोऽहं त्रिविधं हि तं प्रतिदिनं, वन्दे मुदानन्ददम् ॥८॥
एतच्छ्रीधृतिबुद्धिवृद्धिशिवदं, श्रीनेमिसूर्यष्टकं ।
भव्यप्राणिप्रमोददाननिपुणं, दुष्कर्मममीपहम् ॥
यो नित्यं पठति प्रबोधसमये, सद्ध्यानधाराधरः ।
स प्राप्नोति विशालमङ्गलता-मिष्टार्थसिद्धिप्रदाम्॥९॥

॥ इति श्रीनेमिसूरीशाष्टकम् ॥

॥ ॐ अर्हम् नमः ॥
अगडियातीर्थाधीश्वराय
श्री आदीश्वराय नमो नमः ॥

શ્રીસ્યાદ્વાદરત્નાકરપ્રણેતાવિદ્વદ્વર્યમુનિરાજશ્રીદક્ષવિજયજીવિરચિતા

# શ્રી જિનસ્તુતિ ચતુર્વિંશિકા

## દેરાસરમાં પ્રભુજી પાસે બોલવાની સ્તુતિઓ.

(શિખરિણી છંદ)

(પહેલા શ્રી આદીશ્વર ભગવાનની સ્તુતિ)

પ્રભો ? તું છે આદિ–ક્ષિતિપતિ વ્રતી તીર્થપતિમાં,
ધુરા ધારી ભારી, ધર્મગ્રથની તે જગતમાં,
ક્રિયા વ્હેતો ખતે, શિવપુર તણો પંથ પલમાં,
સદા વંદું સ્નેહે, ઋષભજિન ? તારા ચરણમાં (૧)

(બીજા શ્રી અજિતનાથ ભગવાનની સ્તુતિ)

જિતી જેણે રાગા–દિક સકળ દુર્વાર રિપુને,
પતાકા ફરકાવી, અજિત અભિધાની ત્રિભુવને,
રહી ગર્ભે કીધી, અજિત જનની કેલિ સમયે,
સ્મરું તારગે તે, અજિતજિનને શુદ્ધ હૃદયે: (૨)

( ત્રીજા શ્રી સંભવનાથ ભગવાનની સ્તુતિ )

હરે જે વાણીના, વિમળ જળથી કર્મમળને,
ચલાવે લીલાથી, શિવપુર પથે ભવ્યજનને;
શમાવે ભવ્યોના, ભવદવ તણા તાપગણને,
મળો તેવા સ્વામી, ભવભવ વિષે સંભવ મને (૩)

( ચોથા શ્રી અભિનંદન ભગવાનની સ્તુતિ )

હણી ચારે ચોરો, ચઉગતિ તથા ચાર વિકથા,
તજી સંજ્ઞા ચારે, ચઉવિહ ધરી સંવર તથા;
થયા ચોથા તીર્થં-કર સુત તમે સંવર તણા,
અભિષ્ટો પૂરો સૌ, સુખદ અભિનંદા ભવિ તણા. (૪)

( પાંચમા શ્રી સુમતિનાથ ભગવાનની સ્તુતિ )

તલાજે તું રાજે, સુમતિ જિન? સાચો જગપતિ ?
દયા લાવી મારૂં, કુમતિ તમ ટાળો દિનપતિ !
પ્રભો ? તેં તો સાધી, શુભમતિ ધરી પંચમ ગતિ,
અમોને આપોને, સુગુણતતિ દાતાર સુમતિ. (૫)

( છઠ્ઠા શ્રી પદ્મપ્રભ ભગવાનની સ્તુતિ )

સદા વિશ્વારામે, તુજ સુગુણ પદ્મો વિકસતા,
સુગંધોથી તેમાં, વિબુધ ભમરા લુબ્ધ બનતા;
રચી સ્તોત્રો રંગે, ત્રિભુવન વિષે નાદ કરતા,
નમે તારા પદ્મ-પ્રભ પદ સુપદ્મે સુજનતા. (૬)

( સાતમા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ )

સુપાર્શ્વો જેનાં સૌ, ભવિક અચ કલ્યાણ કરતાં,

સુસંગે રંગે જે, દુરિત તમને દૂર કરતા,
સદા તે છે દાતા, શિવસુખ તણા આ જગધણી
ભજો કલ્યાણાર્થી, જિનવર સુપાર્શ્વેશ્વરમણી. (૭)

( આઠમા શ્રી ચંદ્રપ્રભ ભગવાનની સ્તુતિ )
સુગોથી જે બોધે, ભવિ કુવલયો ને પલકમાં,
હરે સંતાપો જે, શુભ શમ સુધાધામ જગમા,
ઉછાળે જે છોળો, વિમળ ગુણ રત્નાકર તણી,
નમો નેહે તે આ, અઘતમહ ચંદ્રપ્રભ ધણી (૮)

( નવમા શ્રી સુવિધિનાથ ભગવાનની સ્તુતિ )
સુરેંદ્રો સૌ સંગે, સુરગિરિ સુશૃંગે સુવિધિથી,
કરી સ્નાત્રો જેના, જનમ સમયે ભક્તિ ભરથી,
હરે કર્મો રુપી, સકળ મળને સ્નાત્ર જળથી,
સદા સેવુ તે શ્રી-સુવિધિ જિનને શુદ્ધ મનથી (૯)

( દશમા શ્રી શીતલનાથ ભગવાનની સ્તુતિ )
રહી ગર્ભે તે તો, નિજ જનકના પિત્તદવને,
શમાવ્યો માતાના, કર કમળના સ્પર્શન ધને,
શમાવીને મારા, ભવ સકળ સંતાપ ગણને,
ઉગારો કર્મોથી, જિનપતિ પ્રભો ? શીતળ ? મને (૧૦)

( અગીઆરમા શ્રી શ્રેયાંસનાથ ભગવાનની સ્તુતિ )
પિતા માતા ભ્રાતા, સકળ સુખદાતા જગતના,
સદા શ્રેયસ્કર્તા, દુરિત તમ હર્તા ભવિકના,
પ્રભો ? શ્રી શ્રેયાંસ ? પ્રશમસરના હંસ ? સુમના ?

સમર્પો શ્રેયાંશો, વિપદહર નિઃશ્રેય પદના. (૧૧)

( બારમા શ્રી વાસુપૂજ્ય ભગવાનની સ્તુતિ )

વિરાજે તેજે જે, જગપતિ જગે વાસરમણી,
પુરે જે આશાઓ, સુરમણિ પરે પૂજક તણી;
સદા હેજે જેના, પદકજ વિષે વાસવ નમે,
અને તેવા સ્વામી, સુનૃપ વસુપૂજ્યાંગજ ગમે. (૧૨)

( તેરમા શ્રી વિમળનાથ ભગવાનની સ્તુતિ. )

સદા જેના સંગે, વિમળ ગુણનો વાર્ધિ ઉછળે,
હરે જે કર્મોના, મળ સકળને દર્શન જળે;
ફળે આશા જેથી, શિવસુખ મળે સંકટ ટળે,
નમું નેહે તેવા, વિમળજિનના પાદ કમળે. (૧૩)

( ચૌદમા શ્રી અનંતનાથ ભગવાનની સ્તુતિ. )

અનંતાં જ્ઞાનો જ્યાં, દરિસણ અનંતાં ઉલસતાં,
અનંતા ચારિત્રા-દિક ગુણ અનંતા નિવસતા;
સદા તેવા સ્વામી, જિનપતિ અનંતપ્રભુ નમી,
અનંતા આનંદો-લ્લસિત પદ પામું ભવ વમી. (૧૪)

( પંદરમા શ્રી ધર્મનાથ ભગવાનની સ્તુતિ. )

પ્રકારે ચારે જે, કથન કરતા ધર્મપથને,
પડંતા ધારે તે, કુગતિ રૂપ કૂપે ભવિકને;
હરી કર્મો અર્પે, વિમળ શિવશર્મો જગતને,
સુધર્માથી ધ્યાવો, ત્રિવિધ કરણે ધર્મજિનને. (૧૫)

(સોળમા શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ)
દયાના નીરે જે, અશિવ દવની શાંતિ કરતા,
મૃગાંકી ચક્રી જે, કનક સરખી કાંતિ ધરતા,
ભવી સેવી જેને, ભવ ભવ ભય ભ્રાન્તિ હરતા,
નમી તેવા શાંતિ-પ્રભુ ચરણમાં પામું પ્રભુતા. (૧૬)

(સત્તરમા શ્રી કુંથુનાથ ભગવાનની સ્તુતિ)
તજી ષટ્ ખંડોની પૃથુલ પૃથિવી કુંથુજિનજી ?
વળી ચૌદે રત્નો, નવનિધિ તણા વૈભવ તજી,
થયા છઠ્ઠા ચક્રી, ધરમવર ચક્રી પ્રભુ તમે,
અહો તેથી તારા, ચરણ કમળે વિશ્વ પ્રણમે. (૧૭)

(અઢારમા શ્રી અરનાથ ભગવાનની સ્તુતિ)
તજી ષટ્ ખંડો સ્ત્રી, સહસ ચઉસઠ્ઠી નવનિધિ,
તજીને ચોરાશી, લખ રથ ગજાશ્વો ગુણનિધિ,
વળી છન્નૂ કોટી, પયદળ અને ચૌદ રયણો,
થયા વિશ્વ સ્વામી, અરજિન ? નમું તે સુચરણો. (૧૮)

(ઓગણીસમા શ્રી મલીનાથ ભગવાનની સ્તુતિ)
ભરી નિત્યે તે તોં, કનક પુતળી ને કવળથી,
ઉગાર્યા ષટ્ મિત્રો, પ્રવચન જળે કામદવથી,
પ્રભો ? મલ્લી ? વલ્લી, સકલ કુશલની ભક્તિ ભરથી,
નમી વંદી માગું, ભવ દવ હરો સ્નેહ જળથી (૧૯)

(વીસમા શ્રી મુનિસુવ્રત સ્વામીજીની સ્તુતિ):
તરી સ્હેજે જેણે, ચરણ કરણે વાર્ધિ ભવનો,

દયા લાવી તાર્યાં, નિજ ચરણનોથી ભવિજનો;
નમે ઇંદ્રો જેના, વિમળ ચરણે ત્રેણુ કરણે,
પદાબ્જે વંદું તે, જિન મુનિ મણી સુવ્રત તણે. (૨૦)

(એકવીસમા શ્રી નમિનાથ ભગવાનની સ્તુતિ).

રહી ગર્ભે જેણે, રિપુ નૃપ નમાવ્યા પલકમાં,
નમે જેના નામે, અરિદલ ટલે આધિ પલમાં;
પદાબ્જે જેના સૌ, સુરપતિ નમે છે પ્રણયથી,
હરૂં હું પાપો તે, નમિ જિન નમી નેહ ભરથી. (૨૧)

(બાવીસમા શ્રી નેમિનાથ ભગવાનની સ્તુતિ)

સુણી પોકારો તેં, પશુ ગણ તણા હે જગધણી?
તજી રાજી નારી, નવ ભવ તણી ચારૂ રમણી;
ભવી રાજી તારી, ભવજલધિથી રૈવતમણી,
અમોને તારોને, જિનપતિ પ્રભો? નેમિ? તરણી. (૨૨)

(તેવીસમા શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ).

પ્રભો? તારી ન્યારી, વિમળ કરૂણાએ ફણિમણી,
મહા મંત્રે કીધો, પલક ભરમા દાનવમણી;
નમું પ્યારા સારા, પરમ ઉપગારી ગુણિમણી,
સદા વામાનંદા? હર દુરિત ફંદા જિનમણી. (૨૩)

(ચોવીશમા શ્રી મહાવીર સ્વામી ભગવાનની સ્તુતિ).

મહાવીર સ્વામી? સકળ ગુણ ધામી? જગપિતા?
અહો કીધી જેણે, અધમ અપરાધે અધમતા;
દયા લાવી તેમાં, હૃદય દુઃખથી આંસુ ઝરતા,
વિભો! તારા તેવા, સદય નયનોને નમનતા. (૨૪

## કળશ.

( શાર્દૂલ વિક્રીડિત ૭૬ )

દીપે જે તપગચ્છ સ્વચ્છ ગગને, ભાનૂપમા ભાસુરા,
સમ્રાટ્ શાસનના જગદ્ગુરૂવરા, તે નેમિસૂરીશ્વરા;
તત્પટ્ટાબ્ધિ ચન્દ્રમા ગુરૂવરા, લાવણ્યસૂરીશ્વરા,
તત્પાદાબ્જ ભૃંગ દક્ષવિજયે, વંદી સુતીર્થેશ્વરા (૧)
વિશ્વે ખ્યાતિ ધરાવતા ઝગડિયા-તીર્થે રહી રંગથી,
શ્રી આદીશ્વર મ્હેરથી શિખરિણી-છંદો તણા યોગથી,
ચોવીશી જિનરાજની સ્તુતિ તણી, ગીર્ગુર્જરીથી શુચી,
બાણાંકાંક મૃગાંક (૧૯૯૫) વિક્રમ તણા, વર્ષે સહર્ષે રચી (૨)

॥ ઇતિ શ્રી જિનસ્તુતિ ચતુર્વિંશિકા સમાપ્તા. ॥



## મંગલાચરણમ્

( હરિગીત છંદ )

અણુમી પ્રણુયે ઐણુ કરણે કારણે મંગલ તણા,
ચોવીશ જિનને જે સદા સુખ સંપદા દાતા ઘણા;
જગપૂજ્યના પણ પૂજ્ય જેને પૂજ્ય ભાવે પૂજતા,
સહુ દેવમાં દેવાધિદેવા મોક્ષ સેવા આપતા. (૧)

કલ્લોલ મંગલ જલ તણી [૧]કલ્લોલિની મલહારિણી,
[૨]તરણી-સમાણી તારિણી ભવસિંધુ ની તમવારિણી;
અગણીત ગુણમણી ખાણી વાણી [૩]સ્રાવિણી અમૃત તણી
જિનરાજ [૪]વદનાદ્રિ તણી હૃદયે ધરી કુમતિ હણી. (૨)

**સ્થંભનપતિ** [૫]શ્રીપાર્શ્વપતિ શ્રી પાર્શ્વજિનપતિ ને સ્મરી,
તપગચ્છનાયક **નેમિસૂરિરાજને** વંદન કરી;
ગુરૂરાજ **શ્રીલાવણ્યસૂરિરાયને** હૃદયે ધરી,
**ચોવીશી** વિરચું દક્ષ હું જિનરાજના સ્તવને કરી. (૩)

(૧) નદી (૨) નૌકા સમાન, અથવા સૂર્યસમાન (૩) ઝરાવનારી (૪) સુખરૂપી પર્વત (૫) પાર્શ્વ નામના યક્ષના સ્વામી.

ॐ अर्हम् नमः ॥

# ૧. શ્રી કેસરીયાજી–આદિજિન સ્તવનમ્

(રાગ–ગઝલ)

કેસરીયાનાથ કા વદન, અનાદિ પાપ નિકંદન,
ધુલેવા ગાંવ[1] કે મંડન, મરૂદેવીજી કે નંદન કેસરીયા૦ (ટેક)
કેસરકે ઢેર[2] મે પૂજિત, કેસરીયા નામ હૈ પુનિત[3].
અઠારહ[4] વર્ણમે વંદિત, [5]ભૂપાલોસે સદા સેવિત કેસરીયા૦ (૧)
પ્રતિમા હૈ ચમત્કારી, જિસ્સે હૈ તીર્થ યહ ભારી,
સભી દેશો કે નરનારી, પૂજનમે લાભ લે ભારી કેસરીયા૦ (૨)
પતિતપાવન તરન તારન, દુખી કે દુખ નિવારન,
અનાથો કે સદા પાલન, કરો ભવ પાર ઉતારન કેસરીયા૦ (૩)
તુહિ હૈ આદિ ભૂપેશ, તુહિ હૈ આદિ યોગીશ,
તુહિ હૈ આદિ તીર્થેશ, તુહિ હૈ આદિ દેવેશ કેસરીયા૦ (૪)
નેમિ–લાવણ્ય ચરણોકા, ઉપાસક દક્ષ ગાવત હૈ,
જિણું દકી ભક્તિ નૌકાસે,ભવોદધિ[6]પાર પાવત હૈ કેસરીયા૦ (૫)

(૧) ગામ (૨) ઢગલાથી (૩) પવિત્ર (૪) અઢારે જાતિઓથી અર્થાત્ તમામ પ્રજાથી (૫) રાજાઓથી અથવા ભૂપાલસિંહ નામના આધુનિક મહારાણાથી સેવિત, કે જેમના પિતા મર્હુમ મહારાણા શ્રી ફત્તેહસિંહજીએ ૨૩૫૦૦૦ એ લાખ પાત્રીસ હજાર રૂપીઆનો મુકુટ શ્રી કેસરીયાજીને મસ્તકે ચઢાવ્યો હતો. જેઓ કેસરીયાજી ભગવાનની પરમ ભક્તિથી શ્વેતાંબરીય વિધિપૂર્વક પૂજા પણ કરતા હતા. (૬) સંસાર સમુદ્ર.

## ૨. શ્રી અજિતજિન-સ્તવનમ્.

(પૂછે મને તો હું કહું દિલદાર હો તો આવી હો-એ રાગ)

મૂર્તિ તારી નિર્વિકારી, હિતકાર હો તો આ...વી હો;
દેખી નૈનાનંદકારી, મનહાર હો તો આ...વી હો,
મૂર્તિ૦ (૧)

મદ મોહ માયા વારતી, વીતરાગતા અપનાવતી;
શમસુધા પીવરાવતી, અમીધાર હો તો આ...વી હો.
મૂર્તિ૦ (૨)

[1]શિવપંથ ને ઉજીયાલતી, આનંદ ચંદની ખીલતી,
[2]કલ્યાણ રસને ઝીલતી, રસદાર હો તો આ...વી હો.
મૂર્તિ૦ (૩)

અજિત પદવી વિશ્વમાંહિ, અજિત જિનની છે સહિ;
ઉપમા બધી જીતી રહી, જયકાર હો તો આ...વી હો.
મૂર્તિ૦ (૪)

નેમિ-લાવણ્ય-દક્ષે સ્તવી,[3] શિવશર્મની એ અનુભવી;
સેવે સદૈવ સવી ભવી, શિવકાર હો તો આ...વી હો.
મૂર્તિ૦ (૫)

(૧) મોક્ષમાર્ગ. (૨) હિત અથવા સુવર્ણ. (૩) મુક્તિના સુખની.

## ૩. શ્રી સંભવજિન-સ્તવનમ્

( નાગર વેલોઓ રોપાવ, તારા રાજમહેલોમાં-એ રાગ )

સંભવ દેવને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં,
દેવાધિ દેવને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં (ટેક)
ભક્તિ સુધારસ ઝીલી, આતમ ધ્યાનથી ખીલી,
શ્રદ્ધા જ્યોતિઓ જગાવ, તારા ચિત્ત-મંદિરમાં. (૧)
શ્રાવસ્તિ નગરી જાયા, જેની કંચન-વર્ણી કાયા,
સેનાનંદને વધાવ, તારા ચિત્ત-મંદિરમાં (૨)
દિલવર દિલ વસાઇ, હટાઇ કષાય કસાઇ,
જયણા તોરણ બંધાવ, તારા ચિત્ત-મંદિરમાં (૩)
અનંત ગુણાકર સેવા, કર શિવ-મેવા લેવા,
મંગળ ઘંટડી બજાવ, તારા ચિત્ત-મંદિરમાં (૪)
નેમિસૂરીશ્વરરાયા, પ્રણમી લાવણ્યસૂરિપાયા;
દક્ષ-જીવન ઉદ્ધાર, તારા ચિત-મંદિરમાં (૫)

# ૪. શ્રી અભિનંદન જિન-સ્તવનમ્.

(જેવી કરે છે કરણી તેવી તરત ફળે છે-એ રાગ.)

જિણંદ ચંદ વાણી, અનુપમ [૧]અમી [૨]સમી છે;
ગુણરત્ન કેરી ખાણી, બુધ-[૩]માનસે રમી છે. જિણંદ૦ (૧)
મીઠાશ જેની જાણી, [૪]ગર્વો બધા ગળે છે,
જસ પાન કાને કરતાં, ભવ-વ્યાધિઓ ટળે છે. જિણંદ૦ (૨)
પશુઓ જે ચાવે [૫]તરણાં, સાકર શરણ ધરે છે;
શરમાઈ મીઠી દ્રાક્ષો, વનમાં જઈ વસે છે. જિણંદ૦ (૩)
[૬]પીલુમાં પીલાઈ [૭]ઈક્ષુ, અભિમાનને તજે છે;
[૮]અભિનંદનીય તે છે, [૯]અભિવંદનીય જે છે. જિણંદ૦ (૪)
**નેમિ-લાવણ્ય-ચરણે**, શરણે રહી [૧૦]ભણે છે;
જિનવાણી નાવ સંગે, ભવતીર **દક્ષ** લે છે. જિણં૦ (૫)

---

૧ અમૃત. ૨ સરખી. ૩ દેવો અથવા પંડિતોના હૃદયમાં. ૪ અહંકાર. ૫ ઘાસ. ૬ યંત્રમાં. ૭ શેરડી. ૮ તે ચોથા અભિનંદન સ્વામીની વાણી છે; અથવા અભિનંદન એટલે પ્રશંસાને લાયક એવી તે વાણી છે. ૯ ભક્તિ-બહુમાન પૂર્વક વંદન કરવા લાયક. ૧૦ કહે છે.

## ૫. શ્રી સુમતિજિન-સ્તવનમ્

(જાઓ જાઓ, એ મેરે સાધુ રહો ગુરૂ કે સંગ-એ રાગ)

સેવો સેવો, પ્રેમેરે પ્રાણી, સાચો *સુમતિ સંગ (ટેક)

કાલ યમ જબ આયગા એક દિન-પ્રાણ ચલે પરલોગ,
તન ધન જોબન સબ પરિવાર
કોઇ ન આવે સંગ-સેવો૦ (૧)

અનંગ[1] ભુજંગ[2] મે જંગ[3] જગા હૈ, ઝહેર બસા જગ અંગ,
સુમતિ સંગ સુધારસ પાને, વમત હલાહલ[4] ઢંગ-સેવો૦ (૨)

સુમતિ જિન કે સંગે રંગે, ઝીલના સુમતિ ગંગ,[5]
કુમતિ તુરંગ[6]કે તંગ[7]કો તજકે,કરના માનસ[8]ચંગ[9]-સેવો૦ (૩)

સમેત શિખરપે શિવપદ પાકે[10], શાન્ત કીયા ભવરંગ,[11]
સુમતિ કેસરી[12] દીલ બસાકે, હરના કર્મ કુરંગ[13]-સેવો૦ (૪)

મંગલાનંદકે[14] સંગ પ્રસંગે, આનંદ મંગલ રંગ,
**નેમિ-લાવણ્ય** સેવક દક્ષકી,ચોપત કુમતિ[15] તરંગ-સેવો૦(૫)

---

*સુમતિનાથ ભગવાન અથવા સદ્બુદ્ધિ યા નિર્મળ ભાવના (તેનો સંગ-સોબત-પરિચય) આવી રીતે દરેક સુમતિ શબ્દમા સમજવુ

(૧) કામદેવ અર્થાત્ વિષયવાસના (૨) સર્પ (૩) યુદ્ધ-સંગ્રામ (૪) ઝેર (૫) ગંગા નદી (૬) ઘોડો (૭) લગામ (૮) મન (૯) પવિત્ર (૧૦) પામીને (૧૧) સંસારના રંગો એટલે જન્મ-મરણાદિક (૧૨) કેસરિસિંહ (૧૩) હરણ મૃગ (૧૪) મંગલામાતાના પુત્ર (૧૫) કુમતિરૂપી જળની છોળો.

## ૬. શ્રી પદ્મપ્રભજિન-સ્તવનમ્.

(બાબા, મનકી આંખે ખોલ-એ રાગ.)

પ્યારા જ્ઞાન ખજાના ખોલ, જ્ઞાન ખજાના ખોલ. પ્યારા૦
અખુટ ખજાના તેરા ખાસા, અનંત ગુણોંકા હૈ વાસા;
જગમેં દાતા, જગમેં ત્રાતા,
તીન રતન સેવકકો દે કે, કરના ઋદ્ધિ કલ્લોલ. પ્યારા૦ (૧)
અનંત કેવલ દર્શનધારી, [૧]ગુણુરયણુરયણાયર ભારી;
તુજ મહિમા હૈ અપરંપારી. કરૂણાસાગર કરૂણા લાકર,
હરદે દુ:ખદંદોલ. પ્યારા૦ (૨)
[૨]પંકજ જ્યું જલ [૩]પંકસે ન્યારા, તૈસે તું હૈ ભોગકર્મસે ન્યારા;
પદ્મપ્રભુ મેરે પ્રાણસે પ્યારા, મુજ મન[૪] પદ્મદલોં વિકસાકર,
જ્ઞાન સુધારસ ઢોલ. પ્યારા૦ (૩)
[૫]બુધમાનસમેં નિશદિન સોહે, તુજ ગુણપદ્મો જગજન મોહે;
મુજ મન [૬]મધુકર લીનો નેહે, અનુપમ પ્રેમ [૭]મરંદ બહાકર,
[૮]રંગ લગાઓ [૯]ચોલ. પ્યારા૦ (૪)
**નેમિસૂરીશ્વર** પટ્ટપ્રદીપક, ગુરૂ **લાવણ્યસૂરિ** પય સેવક;
**દક્ષ** સદા કર જોડ કહત હૈ, મોહ મહા [૧૦]માતંગ ભગાકર
મુક્તિ દે અનમોલ. પ્યારા૦ (૫)

---

(૧) ગુણરત્નોના સાગર. (૨) કમળ (૩) કાદવકીચ્ચડ (૪) હૃદયકમળ પત્રો (૫) દેવ અથવા પંડિત પુરૂષોના મન-સરોવરમાં. (૬) ભમરો. (૭) પ્રેમરૂપી સુગંધિ ફુલનો મધુર રસ (૮) પ્રેમ (૯) ઘણી લાલીવાળો પાકો રંગ કે જે અન્તસમય સુધી પણ તેવોને તેવોજ રહે. (આવો ચોળમજી રંગ દનો કહેવાય છે) (૧૦) હાથી અથવા ચંડાળ.

# ૭. શ્રી સુપાર્શ્વજિન સ્તવનમ્

(હૃદયમાં સ્નેહ સાચો ત્યાં, જીવનનાં માન ઓછાં છે)

રાગ–ગઝલ

જગતમા દેવ સાચો તુ, તુંહિ જગતાજ મોટો છે,
તુહિ જિનરાજ તુઠે ત્યા, જીવન આદર્શ મોટો છે. જગ૦ ટેક

મોટાનો આશરો મોટો, ખજાને કો નહિ તોટો,
અનેરો[1] આશરો ખોટો, તુંહિ ભવ ઝાજ મોટો છે જગ૦ (૧)

તુહિ ત્રાતા તુહિ ભ્રાતા, તુહિ શિવશર્મનો[2] દાતા,
તુહિ તિન કાળનો જ્ઞાતા, તુહિ શિરતાજ મોટો છે. જગ૦ (૨)

ચખાડી પ્રેમના ભાતા, ભવિક મન આપતા શાતા,
ખપાવો કર્મના ખાતા, તુહિ જગતાત મોટો છે જગ૦ (૩)

સાખી—લોહુ મટી સોનું બને, પારસ મણીની પાસ,
પ્રભુ સુપાર્શ્વના સંગથી, તિમ કલ્યાણ[3] વિલાસ જગ૦ (૪)

સાખી—નેમિ-લાવણ્ય સેવના, કરતા મન ઉલ્લાસ,
નિશદિન શિશુ દક્ષના, કાપો કર્મ—કફાસ જગ૦ (૫)

---

(૧) બીજાનો (૨) મુક્તિસુખને આપનાર (૩) હિત અથવા સુવર્ણનો.

# ૮ શ્રી ચંદ્રપ્રભજિન-સ્તવનમ્

( મૈં બનકી ચીડીયા બનકે બન બન બોલું રે-એ રાગ )

મૈં ચંદ્રપ્રભુ મુખચંદ પુનમચંદ ધ્યા...વું...રે.
મૈં જીનકા સંગી બનકે દિલ ઉલસા....વું...રે.
મૈં કાલ ¹છાલ છટકાવું, નહિં મોહ પાશમેં આવું
મૈં બાલ, બાલ, કર પાલ પાલ, દિલવર જિન દિલ લાવું-
ગુણ ગણ ગા...વું...રે. મૈં ચંદ્ર૦ (૧)

મૈં ચંદ્રપુરી ²નભચંદ જિણંદપદ ધ્યા...વું...રે.
મૈં ચિત્તચકોર કે ચંદ જિણંદચંદ ગા...વું...રે.
મૈં ³આલપાલ વિલસાવું, નહિં ભવ ⁴ભાલ મૈં પાવું.
દુઃખ ટાલ ટાલ, હર કાલ ⁵વ્યાલ; પલપલમેં મંગલ પાવું-
ગુણ ગણ ગા....વું...રે. મૈં ચંદ્ર૦ (૨)

મૈં નેમિ-લાવણ્ય-પયસેવક દક્ષ કહા...વું...રે.
મૈં કરૂણા-સાગર-ચંદ્ર-ચકોર બન જા...વું...રે.
મૈં તાલ તાલ ગુન ગાવું, મૈં મન ⁶કજકો વિકસાવું
ધર વ્હાલ વ્હાલ, કર ન્યાલ ન્યાલ,
મૈં નિશદિન શીશ નમાવું—
ગુણ ગણ ગા...વું...રે. મૈં ચંદ્ર૦ (૩)

---

(૧) યમરાજના સંગને નસાડું: પાછળ પડેલા મૃત્યુને હટાવું. (૨) આકાશ (૩) સેવાભક્તિ (૪) વૃક્ષો તથા પાણી વિનાનું શૂન્ય જંગલ (૫) વાઘ, ચંડાળ (૬) કમળને.

# ૯ શ્રી સુવિધિજિન-સ્તવનમ્

(પૂજારી મોરે મંદીરમે આવો-એ રાગ)

ભવીયા! સુવિધિ જિનકો ધ્યાવો,
ભવીયા! સુવિધિ જિનકો ધ્યાવો. (ટેક)
પ્રેમે ભક્તિ સુધા ગંગામે (૨)
જીવન નાવ ચલાવો-ભવીયા૦ (૧)

[૧]મધુકર જ્યું પ્રીતિ [૨]માલતી, ત્યું પ્રભુ પ્રીતિ જગાવો,
જિનમે પાવો [૩]શમસુખ કો તુમ, [૪]સુવિધિ રંગ લગાવો
ભવીયા (૨)

[૫]ભવવન કષ્ટ ભયો જ્યું નાસે, રંગે ચે જિન ગા .વો ..;
ધ્યાન ધરી નીરખીર પરે તુમ, જ્યોતિમે જ્યોતિ મિલાવો
ભવીયા૦ (૩)

ભક્ત [૬]કુમુદ કું ચંદ્રવદન હૈ, આનંદ મંગલ પાવો,
અધ્યાતમ ધ્યાન સુધારસ ધારા. અપને [૭]ઘટમે બહાવો.
ભવીયા૦ (૪)

નેમિ-લાવણ્ય સેવક દક્ષકો, નમ્ર કથન દિલ લાવો,
સુવિધિ સુધાકર-ચરણ-સુધામે,[૮] અજરામર પદ[૯] પાવો
ભવીયા૦ (૫)

---

(૧) ભમરો (૨) મોગરાની જાતનું ફુલ (૩) મમતા સુખ અથવા ઈંદ્રિયોને દમન કરવાથી ઉત્પન્ન થતું સુખ (૪) સુવિધિનાથ ભગવાનની સાથેનો પ્રેમ અથવા સદ્‌વિધિ ક્રિયાકાંડાદિ પ્રત્યે રૂચ (૫) સંસાર રૂપી અરણ્ય (૬) ચંદ્રવિકાસી કમળ (૭) હૃદયમાં (૮) સુવિધિનાથ રૂપી ચંદ્રના કીરણોમાંથી ઝરતા અમૃતના પાનથી અર્થાત્ સુવિધિચંદ્રના ચરણામૃતથી (૯) મોક્ષપદ

# ૧૦ શ્રી શીતલજિન-સ્તવનમ્

( વાલમ આય વસો મોરે મનમેં૦ એ-રાગ )

શી...ત...લ...ના...થ, રહો મોરે દિલમે.
શી...ત....લ...ના...થ, રહો મોરે દિલમેં. (ટેક)

સોવન[1] કા...યા, તુમ હી...પા...એ,
તુમ ગુન રસીયા, [2]સુરપતિ ગાવે,
દઢરથ નંદા[3]...નંદ તુઠંત જય-
આનંદ મંગલ પલમેં-શીતલ૦ (૧)

શીતલતા સોહે તુજ ભારી,
ભવમેં ભવદવ[4] દહન નિવારી;
શીતલ છાયા છાય[5] રહી હૈ-
જિનકે લોચન[6] દિલમેં-શીતલ૦ (૨)

મોહ મહા વડવાનલ[7] વારી,
સમેતશિખરપે શિવપદ ધારી;
શીતલ ! શીતલ ચંદ-ચંદન સે,
સોહત લોક સકલમેં-શીતલ૦ (૩)

---

(૧) સુવર્ણ વર્ણી. (૨) ઈંદ્ર. (૩) દઢરથરાજા અને નંદારાણીના પુત્ર. (૪) સંસારરૂપ દાવાનલ. (૫) પ્રસરી રહી છે. (૬) બન્ને આંખોમાં. (૭) દરીયામાં ઉત્પન્ન થતો અગ્નિ.

જગમે મેરા તુ હિતકારી,
આનંદકારી જગ ઉપકારી,
શીતલ ? શીતલ જ્યોતિ જગાદો,
અમ અન્તર નભતલમે[૮]-શીતલ૦ (૪)
નેમિસૂરીશ્વર પટ્ટ પ્રભાકર[૯],
ગુરૂ લાવણ્યસૂરીશ્વર કિંકર,
દક્ષ ચકોર કે ચંદ્ર શીતલ જિન ?
ગુણ ગાવુ પલપલમે-શીતલ૦ (૫)



(૮) અમારા હૃદયરૂપી આકાશના-તળમાં (૯) સૂર્ય

# ૧૧ શ્રી શ્રેયાંસનાથ જિનસ્તવનમ્

(ઝટ જાઓ, ચંદનહાર લાવો, ઘુંઘટ નહિ ખોલું હું—એ રાગ)

નિત આપો, શ્રેયાંસનાથ આપો, શ્રેય અંશ આપોને;
રંગ લાગ્યો શ્રેયસ્કર તારો, સેવક કષ્ટ કા...પો ને. (અંચલી)

સાખી—સુર અસુર નર નાયકો, સેવક તારે અનેક;
શ્રેય પદવી દાયક વિભો અમારે આધાર તું એક રે—
સેવક કષ્ટ કા...પોને. નિત૦ (૧)

સાખી—શ્રેય વિધાયક શાશ્વતો, તુમ ગુણ રત્ન ભંડાર;
ગુણ એક આપી પ્રેમથી, રંક જીવન ઉદ્ધાર રે—
સેવક કષ્ટ કા...પોને. નિત૦ (૨)

સાખી—(પ્રભુ) ભક્તિ અધિકી મુક્તિથી, એ અસ રંગ અભંગ;
ચમક ખેંચે જિમ લોહને,તિમ ભક્તિમુક્તિનો પ્રસંગરે-
સેવક કષ્ટ કા...પોને. નિત૦ (૩)

સાખી—તરણ તારણ જગતાજ તું, ભવજલધિમાં જહાજ;
કાજ અમારાં સારીને, શિવપુરીનું દે...જો રાજ રે—
સેવક કષ્ટ કા...પોને. નિત૦ (૪)

સાખી—પ્રણમી **નેમિ સૂરીશ્વરા**, વળી ગુરૂ લાવણ્ય મુણિંદ;
દક્ષ શિશુ એમ વીનવે, શ્રીશ્રેયાંસનાથ જિણંદ રે—
સેવક કષ્ટ કા...પોને. નિત૦ (૫)

## ૧૨ શ્રી વાસુપૂજ્ય જિન-સ્તવનમ્

(મથુરામાં ખેલ ખેલી આવ્યા, હો કા ન? ક્યાં રમી આવ્યા-એ રાગ)

[૧]વસુપૂજ્ય-રાય જયા જાયા, હો જીવ! વાસુપૂજ્ય પાયા,
[૨]વાસવ-પૂજ્ય જે પૂજ્ય જગતના, [૩]શિરતાજ આજ પાયા,
હો જીવ! વાસુપૂજ્ય પાયા૦ (૧)

[૪]કામિતપૂરણ પૂરણપુણ્યે, કામકુંભ કામધેનુ પાયા,
હો જીવ! વાસુપૂજ્ય૦ (૨)

[૫]ભાવઠ ભવની આજ મારી ભાગી, ચિંતામણી ચિત્ત [૬]ઠાયા,
હો જીવ! વાસુપૂજ્ય૦ (૩)

મનોમ હીરમા સુતરરૂ [૭]ફાલ્યો, આગણે અમી વરસાયા,
હો જીવ! વાસુપૂજ્ય૦ (૪)

માનવભવ મેં પાવન કીનો, ભક્તિ-દીપક પ્રકટાયા,
હો જીવ! વાસુજ્ય૦ (૫)

[૮]વાસરમણી સમવાસુપૂજ્ય પૂજી, [૯]મનપંકજ વિકસાયા,
હો જીવ! વાસુપૂજ્ય, (૬)

---

(૧) વસુપૂજ્યરાજા અને જયારાણીના સુપુત્ર (૨) ઇંદ્ર (૩) માથાના મુગટ (૪) ઇચ્છિત (૫) ઉપાધિ જ જાળ-ક્લેશ (૬) સ્થાપન કર્યા (૭) નવપલ્લવિત થયો, અર્થાત્ ચોમેરથી ફળફુળવાળો થયો (૮) સૂર્ય (૯) મનરૂપી કમળ.

[10]સુમનની[11]સુવાસના-માળાપહેરાવી, વાસો[12]કુવાસનાભગાયા,
હો જીવ! વાસુપૂજ્ય૦ (૭)

[13]વસુપુંજ-પૂજિત પ્રેમે વધાવી, કલ્યાણ મંગલ લાયા,
હો જીવ! વાસુપૂજ્ય૦ (૮)

નેમિ-લાવણ્ય-પય-સેવક દક્ષે, જિણંદ ગુણગણ ગાયા,
હો જીવ! વાસુપૂજ્ય૦ (૯)



(૧૦) ફુલ અથવા સુંદર મન (૧૧) શુભભાવનાઓ, અથવા સુગંધ (૧૨) નીચભાવના, અથવા દુર્ગન્ધ (૧૩) ધનપુંજ અર્થાત્ પુષ્કળ લક્ષ્મી.

## ૧૩ શ્રી વિમળનાથ-જિનસ્તવનમ્.

(બુલ બુલ અમારૂ ઉડી ગયું ત્યાં એ રાગ)

**વિમળદર્શન** [૧] મળી ગયું ત્યા, **વિમળદર્શન**[૨] હુળી[૩] ગયું
વિમળ અમારૂ મન થયું ત્યા, [૪]વમળ ભવનું ટળી ગયું (અંચલી)
વિમળ જિનના વિમળ રાગે, વિમળ મતિની જ્યોતિ જાગે,
કુમતિ તમ[૫] અમ[૬] બળી ગયું-વિમળ૦ (૧)
વિમળ જિન નિજ ગુણ કટારે,[૭] કર્મ કટક[૮] વિકરાળ વિદારે,
જન્મ મરણ દુ ખ ટળી ગયું-વિમળ૦ (૨)
સજળ[૯] જળધર[૧૦] જળની ધારા, ભવિક કળાકર[૧૧] આન દ કારા,
વિમળ જીવન[૧૨] મળી ગયું-વિમળ૦ (૩)
વિમળ સોવન[૧૩] વાન[૧૪] ગાને, વિમળ તાને વિમળ ધ્યાને,
અચળ **વિમળ પદ**[૧૫] મળી ગયું વિમળ૦ (૪)
અકળ કળાધર[૧૬] જીનજી જોજો, અમી નજરથી અમર કરજો,
ચિત્તચકોર જ્યા હુળી ગયું વિમળ૦ (૫)
**નેમિ લાવણ્ય**-પદ્મ વિમળ શરણે, વિમળ જિનના વિમળચરણે,
દક્ષ શિશુ શિર લળી ગયુ-વિમળ૦ (૬)

---

(૧) વિમળનાથ ભગવાનનું પવિત્ર દર્શન, શ્રીવીતરાગ દર્શન અથવા મત, યાને નિર્મળ દર્શન (૨) શુદ્ધ સમ્યક્ત્વ, નિર્મળ શ્રદ્ધા (૩) આસ થયુ (૪) આવર્ત=સસાર સમુદ્રની ભમરીમા ભમવુ તે (૫) અ ધારૂ (૬) અમારૂ, (૭) બે બાજુ ધાર અને છેડે અણીવાળુ હથિયાર (૮) સેના (૯) જળ સહિત=જળથી પરિપૂર્ણ (૧૦) મેઘ (૧૧) મોર (૧૨) જીવન=પાણી જીદગી (૧૩) કંચનવર્ણી. (૧૪) શરીર (૧૫) મુક્તિ સ્થળ (૧૬) ચંદ્ર તથા કળી ન શકાય તેવી કળાઓને ધારણ કરનાર

# ૧૪ શ્રી અનન્તજિન-સ્તવનમ્.

( મૈં અરજ કરૂં શિર નામી, પ્રભુ કર જોડ જોડ જોડ-એ-રાગ.)

મૈં વંદુ અનંત ગુણુ ધામી, શિર કર જોડ જોડ જોડ,
મૈં નમન કરૂં જગસ્વામી, પુર મન [1]કોડ કોડ કોડ-અંચલી.
નયરી અયોધ્યા સ્વામી, સિંહસેન કુલ [2]શશિ નામી;
સુયશાસુત અંતરયામી, અંતર ખોલ ખોલ ખોલ. મૈં૦ (૧)
દુષ્ટ વિષય વિષ વામી, અષ્ટકર્મરિપુ [3]દલ દામી;
ભવકષ્ટ હરો અમ સ્વામી, માનસ ધોલ ધોલ ધોલ. મૈં૦ (૨)
અનંત જ્ઞાન દર્શન ધામી,અનંત [4]ચરણુગુણુ-અભિરામી;
સાદિ અનંત પદ ગામી, જસ નહિ [5]તોલ તોલ તોલ. મૈં૦ (૩)
પાર ન પાવે [6]સુરગુરૂ સ્વામી, જિનગુન રત્નાકર નામી;
દિન દયાલ આતમરામી, રંગ રસ ઢોલ ઢોલ ઢોલ મૈં૦ (૪)
આપ હુએ શિવ વિશરામી, હમ રહે સંસાર કે [7]ભ્રામી;
મ્હેર કર કે દે દો સ્વામી, [8]શિવ વિન મોલ મોલ મોલ. મૈં૦ (૫)
**નેમિ-લાવણ્ય** સેવા કામી, **દક્ષ** શિશુ કા સ્વામી નામી;
મૈં પાવું સદા નિષ્કામી, જિન [9]રંગરોલ રોલ રોલ. મૈં૦ (૬)

---

(૧) હોંશ અથવા અભિલાષ (૨) ચંદ્ર (૩) આઠ પ્રકારના કર્મશત્રુના સૈન્યનું દમન કરનાર (૪) ચારિત્ર (૫) કિમત (૬) બૃહસ્પતિ અથવા સર્વજ્ઞ કેવલી ભગવંત (૭) ભ્રમણ કરનાર (૮) મોક્ષ (૯) અત્યંત આનંદ.

## ૧૫. શ્રી ધર્મનાથ-જિનસ્તવનમ્.

( વ્હાલું વતન આ વ્હાલું વતન-એ રાગ )

સાચું શરણ જિન-ધર્મ[1] શરણ,
સાચું સાચું છે ધર્મ શરણ (અચલી)
અહિંસા સમય તપ આચરણે,
આવી દેવો નમે જેના ચરણ સાચું૦ (૧)
ભર દરિયે જિમ વ્હાણ શરણ તિમ,
ધર્મ જિણંદ ભજ તારણતરણ-સાચું૦ (૨)
ચરણ[2]-કરણ[3]-ગુણ-ગણનું કારણ.
વારણ લાખ ચોરાશી-ભ્રમણ-સાચું૦(૩)
દાન શીયળ તપ ભાવના ભેદે,
ચઉવિહ[4]ધર્મ કહે કર્મ હરણ-સાચું૦(૪)
ધર્માદિ[5] ષટ[6]-ભાવ પ્રકાશક,
ભાનુ-નંદન[7] ભજ ચારૂ[8] ચરણ[9]-સાચું૦ (૫)
ધર્મ-ધુરધર[10]નેમિ-લાવણ્યથી,
દક્ષ-જનોનું ટળે જન્મ મરણ-સાચું૦ (૬)

---

(૧ જૈન ધર્મનું શરણ અથવા ધર્મનાથ ભગવાનનું શરણ (૨) ચરણ મીત્તરી (૩) કરણ સીત્તરી (૪) ચાર પ્રકારે (૫) ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-વિગેરે (૬) ૭ ભાવો (૭) ભાનુરાજાના પુત્ર (૮) સુંદર અથવા પવિત્ર (૯) ચરિત્ર અથવા પાદ (૧૦) ધર્મની ધુરાને ધારણ કરનાર અર્હત ધર્મની પ્રભાવના કરવામાં ધુરંધર કેતા વિચક્ષણ

# ૧૬ શ્રીશાંતિજિન સ્તવનમ્.

(તુંમ્હીને મુજકો પ્રેમ સીખાયા—એ રાગ) (ભીમ પલાસ)

શાંતિદાયક શાંતિ જિનરાયા, તોરે ગુણગણ ગંગમેં ન્હાયા;
જેથી કરી મેં નિર્મળ કાયા, હર્ષ ભરાયા, જન્મ સુહાયા;
આનંદ આજ અપાર-જીનજી-આનંદ આજ અપાર.
શાંતિદાયક૦ (૧)
દુઃખ દોહગને દૂર ભગાયા, નીરખી હરખી ત્રિભુવનરાયા;
આનંદ આજ અપાર-જીનજી-આનંદ આજ અપાર.
શાંતિદાયક૦ (૨)
શાંતિનિકેતન શાંતિજી પાયા, શાંતિસુધારસ પાન કરાયા;
આનંદ આજ અપાર-જીનજી-આનંદ આજ અપાર.
શાંતિદાયક૦ (૩)
પતિત પાવન સોવન કાયા, સુરપતિ સેવત હૈં તુજ પાયા;
આનંદ આજ અપાર-જીનજી-આનંદ આજ અપાર.
શાંતિદાયક૦ (૪)
વિશ્વસેનનૃપ અચિરા જાયા, નેમિ-લાવણ્ય સેવકે ગાયા;
દક્ષવિજય જયકાર-જીનજી-દક્ષવિજય જયકાર.
શાંતિદાયક૦ (૫)

## ૧૭. શ્રી કુંથુનાથ જિનસ્તવનમ્.

( વાસ પૂજ્ય વિલાસી, ચંપાનો વાસી-એ રાગ )

કુંથુનાથજી પ્યારા, પ્રાણ આધારા, તારો ભવોદધિ પાર
સૂરસુત[1] મહારા,[2] સુરમનોહારા, સ્વામી અમારા પાપ અમાપ[3] મહાર (ટેક)

હસ્તિનાપુરના નામી[4] સ્વામી, શ્રીનંદન[5] શ્રીકાર,
[6]મહીમાંહિ મહિમા મહા તારો, તારો તારણહાર.
સંસાર સાગર ખાર,દુઃખ હરનાર,નિજગુણધાર,પામરપાર ઉતાર.
કુંથુનાથજી૦ (૧)

ષટ્[7] ખંડ સાધી થયા છઠ્ઠા ચક્રી[8], નવનિધિ ઋદ્ધિ અપાર,
અભ્યંતર ષટ્ [9]કર્મારિ મારી ખટપટ છોડી અસાર.
સત્તરમા જિન ધાર,સત્તરપ્રકાર,સંયમસાર,જાણીઅવિરસ સાર.
કુંથુનાથજી૦ (૨)

કેવલ કમલા[10] વિમલા પામી, થાપી તીરથ હિતકાર,
ધર્મચક્રવર્તિ થઈ નામી, તાર્યા કેઈ નરનાર.
અજર અજનધારા,[11]અજપદકાર,કર્મરજહાર[12],ટાળ્યાભારાભાર.
કુંથુનાથજી૦ (૩)

---

(૧) સૂરરાજના પુત્ર. (૨) આશ્રય-આધાર. (૩) ઘણા-અગણીત (૪) નામાંકિત-પ્રસિદ્ધ (૫) શ્રીરાણીના સુપુત્ર (૬) પૃથ્વી મંડળમાં (૭) ૭ ખંડ પૃથ્વી (૮) ચક્રવર્તિ (૯) કામ ક્રોધાદિ આનંદિ છ શત્રુઓ (૧૦) નિર્મળ કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી (૧૧) મોક્ષ પદને આપનાર (૧૨) કર્મરૂપી કચરાને દૂર કરનાર

કાલ અનાદિની પ્રીતિ વિસારી, કીધો તેં શિવવધૂ[13]ષ્યા...ર;
સેવક લાખ ચોરાશીમાં[14] રઝળ્યો, પામ્યો દુઃખ અપા...ર;
ચારચોર[15]પ્રચારા,ચંડઆચારા[16],જિહાંઅવિચારા,[17]રત્નત્રયી-
હરનાર. કુંથુનાથજી० (૪)
ભક્તવત્સલ ભગવંત કહાવો, આવો અસા...રી વા...ર,[18]
નેમિ-લાવણ્ય-પદ[19]પંકજ ભૃંગની, અરજી દિલમાં ધા...ર
સેવક સંકટ હારા, મંગલ કારા, પાયક[ખ]પ્યારા-દક્ષ જીવન ઉદ્ધાર-
કુંથુનાથજી० (૫)



(૧૩) મુક્તિરૂપી સ્ત્રી. (૧૪) ચોરાશી લાખ યોનિમાં. (૧૫) ક્રોધ-માન-માયા લોભ રૂપ ચાર ચોરટાઓ. (૧૬) ઉગ્ર સ્વભાવવાળા. (૧૭) સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ ત્રણ રત્ન (૧૮) રક્ષણાર્થે. (૧૯) ચરણરૂપી કમળમાં ભમરા સમાન.

# ૧૮. શ્રી અરનાથ જિનસ્તવનમ્.

## રાગ-ભૈરવી ત્રિતાલ

( કૃષ્ણ કરે તે ઠીક કરે છે, તુ મુરખ શુ શોચ કરે ? )

અરજી અરજી નજી મારી, ધાગી ઉરે ભવ પાર કરો,
ગરજી હું છુ જીનજી તારો, દાસ સદાનો નેહ ધરો અ૦ (૧)
કાણી છે નૌકા સુકાની[1] વિનાની, ભર દરિયે તે કેમ તરે ?
જન્મ જરા મરણાદિ નદીઓ, જેમાં નિરંતર વ્હેતી અરે અ૦ (૨)
આધિ ઉપાધિ વ્યાધિ તરંગો, જીવન[2] શ્રેણીનો ક્ષોભ કરે,
કાલ મહામત્સ્ય મુખ વિદારી[3], જીવનાજીવનો ઝડપ કરે અ૦ (૩)
ક્રોધ માન માયા લોભ કષાયો, ચોરી કસાઇનું કામ કરે,
નિર્મળ ચેતન ભાવ હણીને, જ્ઞાનાદિ આતમ હેમ[4] હરે અ૦ (૪)
રાગ દ્વેષાદિક ઝેરી સર્પો, અહનિશ જીહા ડંખે ખરે,
ભીષણ ઉંડા મોહવમળમા, ચકડોળે ચડી નૌકા અરે અ૦ (૫)
સુદર્શન નંદન! સુંદર દર્શન, તારૂ સુદર્શનચક્ર પરે,
સંકટ સઘળાં દૂર કરીને, કર્મ કટક[5] ચકચૂર કરે. અ૦ (૬)
દિનબંધુ ભવસિંધુ-તારક, ચતુર સુકાની મ્હેર કરો,
નેમિ-લાવણ્ય સેવક દક્ષની, હુબતી નૌકા કિનારે કરો અ૦ (૭)

---

(૧) નાવિક-ખલાસી (૨) જીંદગીના સમૂહને તથા પાણીના પ્રવાહને (૩) ફાડી (૪) સોનું (૫) કર્મ રાજાની સેના

## ૧૯. શ્રી મલ્લીજિન સ્તવનમ્.

(મેરે મૌલા બુલાલો મદીને મુઝે—એ રાગ)

મલ્લી—નાથ ! અનાથ સનાથ કરો,
આપી સાથ દિનાનાથ દુઃખ હરો. (અંચલી)
શેર—ભૂપકુંભ કુલે ચંદની[1], રાણી પ્રભાવતી નંદિની[2];
મિથિલા તણી સંજીવની[3], ભવ રોગની નિકંદિની—
આધિ વ્યાધિ ઉપાધિથી મુક્ત કરો. મલ્લી૦ (૧)
શેર—મલ્લી[4] કુસુમ સમ મ્હેંકતી, વિસ્તારતાને પામતી;
કીર્તિલતા તુજ સોહતી, સુરવલ્લીસી જગમોહતી—
વલ્લી કર્મતરૂ તણી દૂર હરો. મલ્લી૦ (૨)
શેર—શુભ કુંભ લંછન શોભતું, તુજ પાદ પદ્મે થોભતું;
મંગલ કલશ સમ ઓપતું, કલ્યાણ મંગલ આપતું—
મને ભવસમુદ્રથી પાર કરો. મલ્લી૦ (૩)
શેર—નિત અન્નથી સોના તણી, પુતળી ભરી વિરતિ ભણી;
ષટ મિત્રને બુઝવી હણી, કુમતિ તણી શ્રેણી ઘણી—
કરી મ્હેર મહા મોહમલ્લ હરો. મલ્લી૦ (૪)
શેર—ચારિત્ર કેવલ એક દિવસે, અચરીજ જે જગમાં દિસે;
માગસર સુદિ અગીઆરસે, તુજ જન્મથી જગ ઉલ્લસે—
**નેમિ—લાવણ્ય—દક્ષની** રક્ષા કરો. મલ્લી૦ (૫)

---

કુંભરાજાના કુળને પ્રકાશિત કરવામાં ચંદ્રજ્યોત્સના સમાન. (૨) પુત્રી. (૩) જીવન સમર્પી વિદ્યા યા ઔષધિ. (૪) અત્યંત સુગંધી મલ્લી જાતિના પુષ્પની જેમ.

## ૨૦ શ્રી ભૃગુકચ્છ ભૂષણ

### શ્રી મુનિસુવ્રત જિન સ્તવનમ્

(કાલી કમલીવાલે તુમપે લાખો સલામ-એ રાગ)

મુનિ-સુવ્રત-સ્વામી વિભુને ભાવે વંદન-વિભુને૦ (અંચલી)
ભૂપ સુમિત્ર કુલિ ચંદ્ર સહારા, પદ્માનંદન સુરમનોહારા;
ગજગતિ શણગાર, વિભુને ભાવે વંદન મુનિ૦ (૧)
મુનિપુંગવમાં સુવ્રતધારી, મુનિસુવ્રત જિન જગહિતકારી,
અનંત ચરણાગાર[1], વિભુને ભાવે વંદન. મુનિ૦ (૨)
ભૃગુપુર ભૂષણ પ્રણમી પાયા, ગણધર ગૌતમસ્વામીએ ગાયા;
જગચિંતામણીકાર, વિભુને ભાવે વંદન મુનિ૦ (૩)
[2]નૂતનજલધર સમ તનુકાંતિ, અર્પે નિર્મળ જીવન શાંતિ,
ભવ સંતાપ નિવાર, વિભુને ભાવે વંદન મુનિ૦ (૪)
નેમિ-લાવણ્ય પુણ્ય પસાયે, સુવ્રત-દર્શન કરી હરખાયે,
દક્ષ શિશુ શિવકાર, વિભુને ભાવે વંદન૦ (૫) મુનિ૦

(૧) અનંતચારિત્રના ગૃહસમાન, અર્થાત્ અનંત ચારિત્રવ્રતને ધારણ કરનારા ( ૨ )નવીન મેઘસમાન શરીરની કાંતિવાળા અર્થાત્ શ્યામવર્ણવાળા

## ૨૧. શ્રી નમિજિન સ્તવનમ્.

(નદી કીનારે બૈઠકે આવો—એ રાગ)

નમી નમીને નમિજિન ધ્યાવો, માનવ ભવ ફલ પાવો;
મન વચ કાયા એક કરીને, પલ પલ દિલ જિન લાવો.
નમી૦ (૧)

ભક્તિ[1]મયૂરી રંગે સંગે, કર્મ–ભુજંગ[2] ભગાવો;
કલ્પતરૂ સમ નમિજિન નમીને, મનવંછિત સુખ પાવો.
નમી૦ (૨)

ચંદ્ર–ચકોર દિવાકર–ચકવા, ચાતક–મેઘ સમ ધ્યાવો;
નીરખીર પરે એકમેક થઇને, જ્યોતિશું જ્યોતિ મિલાવો.
નમી૦ (૩)

નમિ[3]–ગુણ–નંદન–વનમાં વીચરી, ચિત્ત–સમાધિ જગાવો;
કેવલ–કમલા વિમલા કલિતા[4], મુક્તિ લીલા સુખ પાવો.
નમી૦ (૪)

વપ્રામાત તાત વિજય જસ, જગત તાત વધાવો,
નેમિ–**લાવણ્ય** ચરણોપાસક, દક્ષ કહે ગુણ ગાવો.
નમી૦ (૫)

(૧) ઢેલ–મોરડી. (૨) કર્મરૂપી સર્પ. (૩) નમિજિનના ગુણરૂપી નંદનવનમાં. (૪) સહિત.

## ૨૨ શ્રી નેમિજિન સ્તવનમ્.

(રખીયા બધાવો ભૈયા, આવણ આ યા...રે—એ રાગ)

ભવિયા [1]ભવાબ્ધિ-નૈયા,[2] તારક પા .યા રે.
તારક પા યા રે, તારક પા યા . રે ભવિયા૦ (ટેક)

શિવાદેવીના જાયા, નેમિ જિણંદ રાયા,
સમુદ્ર[3]-કુલ સુહૈયા તારક પા યા રે ભવિયા૦ (૧)

પશુઓને ઉગારી, તજી રાજુલનારી,
ગિરનારે જઈ રહીયા તારક પા યા .રે. ભવીયા૦ (૨)

જિહાં સંજમ લીયા, કેવલ મોક્ષ પાયા,
ત્રેણ કલ્યાણક ગાયા. તારક પા યા રે ભવીયા૦ (૩)

શંખ લંછન ધારી, બાળથી બ્રહ્મચારી,
પૂજો સુધારો જૈયા .તારક પા યા.. રે ભવીયા૦ (૪)

નેમિ લાવણ્ય ધામી, પુણ્ય ઉદયે પામી,
દક્ષ [4]સુકાની સૈયા[5] તારક પા.. યા...રે. ભવીયા૦ (૫)

---

(૧) સંસારસમુદ્ર તરવામાં. (૨) નૌકા સમાન. (૩) સમુદ્રવિજય રાજાનું કુળ, અથવા સંસાર સાગરનો કાંઠો. (૪) નાવિક. (૫) સ્વામી.

## ૨૩ સ્થંભન મંડન
## શ્રીપાર્શ્વજિન સ્તવનમ્

[મેરે મૌલા બુલાલો મદીને મુઝે-એ રાગ]

વામા-નંદનને ભવિ ભાવે ભજી, પૂજો થંભણપાસને પાપ તજી (ટેક)
શેર—મૂર્તિ અનુપમ શાંતિકારી, જે સદા મંગલ કરી;
સંસાર સાગર તારનારી, તરણ તારણ તે તરી[1].
સેવો શાન્તસુધારસ પાન કરી. વામા૦ (૧)
શેર—વરૂણેંદ્ર દેવે ભાવથી, પાતાલપતિ એ પ્રેમથી;
સૌધર્મ ઇંદ્રે દીલથી, પૂજી પ્રતિમા માનથી.
લાખો વર્ષો સુધી મન નેહ ધરી. વામા૦ (૨)
શેર—રામ લક્ષ્મણ ધ્યાવતા, બસેં ઓગણી દિનો થતા;
લંકાબ્ધિને[2] થંભાવતા, સીતા સતીને પાવતા.
જેઓ સ્થંભનપાર્શ્વ એ નામ કરી. વામા૦ (૩)
શેર—અભયદેવ[3]સૂરીસરા, ધરણેંદ્રની વાણી સુણી;
'[4]જયતિહુઅણથી થુણી, નિજ કુષ્ઠ[5] વ્યાધિને હણી.
દેવ દર્શનથી દિવ્ય દેહ ધરી. વામા૦ (૪)
શેર—નાગાર્જુને નિજ સિદ્ધિ સાધી, કોટી વેધી રસ તણી;
જે મૂર્તિના આલંબને, કોટી ગયા મુક્તિ ભણી.
નેમિ લાવણ્ય-દક્ષની મોક્ષ કરી. વામા૦ (૫)

---

(૧) નાવ (૨) લંકાના સમુદ્રને. (૩) નવાંગી ટીકાકાર શ્રીઅભયદેવસૂરીશ્વરજીએ,(૪)'जय तिहुयण वरकप्परुक्ख जिण धन्नंतरि'. ઇત્યાદિ સ્તોત્ર રચી સ્તુતિ કરી. (૫) કોઢરોગને.

## ૨૪ શ્રી મહાવીરજિન સ્તવનમ્

[છોટી બડી ગૈઆંરે, ચરાવે પેલા કાનજી-એ રાગ]

મહાવીર સ્વામીરે, ભાવથી કરૂ વંદના.
ભાવથી કરૂ વંદના, ભાવથી કરૂં વંદના–મહાવીર૦ (ટેક)

ત્રિશલાનંદન પાપ નિકંદન, વદન પુનમચંદ-ભાવથી૦મહા૦(૧)
જગજનરંજન તુહિ નિરંજન,દર્શન નયનાનંદ-ભાવથી૦મહા૦(૨)
લોકાલોકપ્રકાશક લાયક, કેવલ નાણ [1]દિણંદ–ભાવથી૦ મહા૦(૩;
ભવ્ય કમલ વનબોધકતારી,જીવનજ્યોતઅમંદભાવથી૦મહા૦(૪)
શાસનનાયક શિવસુખદાયક,પાયકનેવક[2]વૃંદ–ભાવથી૦મહા૦(૫)
તરણ તારણ ભવદુ ખવારણ,કારણશિવતરૂકંદ–ભાવથી૦મહા૦(૬)
[3]ગુણરયણ [4]રયણાયર ધ્યાવુ,વર્ધમાનજિણંદ–ભાવથી૦મહા૦(૭)
નેમિસૂરીશ્વરપટ્ટપ્રભાકર[5],સૂરિલાવણ્ય[6]મુણિંદભાવથીમહા૦(૮)
[7]તસપદપંકજદક્ષ[8]ભ્રમરના,કાપોભવભયફંદ–ભાવથી૦મહા૦(૯)

---

[૧] સૂર્ય [૨] સમુદાય. [૩] ગુણરૂપી રત્નના [૪] સમુદ્ર [૫] સૂર્ય.
[૬] મુનીંદ્ર [૭] તેમના ચરણકમળમાં [૮] દક્ષરૂપ ભમર

## કળશ.

(હરિગીત છંદ)

તપગચ્છ ગગને[1] ગગનમણી[2] **સૂરિ-ચક્રવર્તિ** જગગુરૂ,
**શ્રીમદ્વિજય નેમિસૂરીશ્વર**-પટ્ટનંદન[3] સુરતરૂ;
સકલવિદ્યા-સાગરૂ ગુરૂરાજ ગુણગણ-આગરૂ[4],
**શ્રીમદ્વિજય લાવણ્યસૂરિ**-રાય પદકજ[5] મધુકરૂ. (૧)

**શિશુ દક્ષવિજયે** એક રંગે ચિત્ત ચંગે એ રચી,
ચોવીશ જિનની સ્તવનમાળા, રાગ નૂતનથી શુચી,
સરસ સુરભિ[6] ભક્તિ કુસુમો,[7] જિન તણા ગુણમાં[8] ગુંથી;
ચેમાસુ રહી થંભણપુરે, નિજ પર હિતાર્થે હેતથી. (૨)

નિખિલનિર્મલ[9]**અનલનિધિનિધિચંદ્ર**(૧૯૯૩)વિક્રમ સંવતે;
જે વિબુધ[10] જન મનરંજની નિજ ભાવ સંગત રંગતે;
નિજ કંઠમાં જે પ્રાણી એને પ્રેમથી ધારણ કરે,
તે સંપદા સૌ પામીને, ભવસિંધુને[11]સ્હેજે તરે.

---

(૧) આકાશમાં. (૨) સૂર્યસમાન. (૩) પાટરૂપી નંદનવનના કલ્પતરૂ સમાન. (૪) ગૃહ-ઘર. (૫) ચરણરૂપી કમળમાં ભમરા સમાન. (૬) સુગંધી. (૭) ભક્તિરૂપી પુષ્પો. (૮) જિનેશ્વર ભગવંતની ગુણરૂપી દોરીમાં. (૯) ૧૯૯૩ની સાલમાં. (૧૦) પંડિત અથવા દેવ. (૧૧) સંસાર સમુદ્રને.

# ઔપદેશિક

## ૧ સામાન્ય જિનસ્વનમ્.

(જવાદે જવાદે કિનારે કિનારે—રાગ.)

જગાદે જગાદે જગાદે જગાદે,
જગાદે જિણંદકા ધ્યાન લગાદે (ટેક)

નથી વાડી નથી ગાડી, નથી લાડી નથી માડી,
નથી કોઇ આવતી આડી, ધમે જબ મોતની ધાડી
જુઠી કાયા જુઠી માયા, જુઠી સંસારની છાયા,
ઘડા કાચા સમી કાયા, વિનશ્વર એ બધી માયા
વિષય છે વિષયના પ્યાલા, વિષમ ભુજંગસા કાલા,
ભવોભવ આપદા વાલા, તજી સૌ મોહના ચાલા.
જગાદે જગાદે. (૧)

બન્યા જે દાસ આશાના, દિસે છે દાસ તે જગના,
કરે જે દાસી આશાને, બને છે દાસ સૌ તેના.
મુસાફરખાનું આ દુનિયા, કરોડો છોડીને ચાલ્યા,
વળ્યા નહિં કોઇના વાળ્યા, ભય કર કાળના ઝાલ્યા
હટે આફત તણા વાદલ, તુટે મહા મોહની સાંકલ,
શમે સંસાર દાવાનલ, લગે જો ધ્યાનની હાકલ.
જગાદે જગાદે ..(૨)

સમજજે ઝાકળા જેવા, જુઠા જયું સ્વપ્નના મેવા,
ખરે સંસારના સર્વે, વિલાસો ભોગના તેવા

સનાતન સત્ય છે જગામાં, પ્રભુના ધ્યાનના મેવા;
નિરંતર ધ્યાનને ધરજે, વિમલ સુખ લ્હેઝતો લેવા.
નેમ-લાવણ્ય પદકજના, મધુકર દક્ષના એવા;
વિચારી ભાષિતો સવે, બની જિનધ્યાનનો હેવા.
જગાદે જગાદે...( ૩ ).

## ૨ શ્રી સામાન્ય જિન સ્તવન.

(જન્મલીયાતોજીલેબન્દે,ડરનેકાકયાકામ-બન્દેજીવનહેસંગ્રામએરાગ)

ચેત સકે તો ચેત ચેતન ? ભજલે પ્રભુ કા નામ-
ચેતન ? જીવન હે ઉદ્દામ-ચેતન ? જીવન હે ઉદ્દામ. (ટેક)

ક્યું સોતાતુંજાગજરાતું,જોબનહૈમસ્તાન-ચેતન-જોબનહૈમસ્તાન;
માત પિતા સુત દારા દુનિયા, મતલબકી હૈ ગાન-ચેતન૦મ૦
લે પ્રભુસે સુખધામ,-ચેતન-ભજકે જિનગુણગ્રામ-ચેતન૦ (૧)

સબ સુખ કા હૈ જિનજી દાતા, એક ત્રાતા એક ભ્રાતા-ચેતન૦એ૦
તન ધન જોબન બાદલ સરિખા, પલપલલયકોપાતા-ચેતન૦પલ૦
લે પ્રભુસે સુખધામ ચેતન ? ભજકે જિનગુણ ગ્રામ-ચેતન૦ (૨)

ચેત અનાડી ! ભજ પ્રભુ પાસા, જબતક ચલતા સાંસ-ચેતન-જબ૦
નેમિ-લાવણ્યસૂરિકા દાસા, દક્ષ વચન સુન ખાસ-ચેતન-દક્ષ૦
લે પ્રભુસે સુખધામચેતન? ભજકેજિનગુણગ્રામ-ચેતન-જીવન૦ (૩)

## ૩ શ્રી મહાવીર સ્વામીજીનું સ્તવન.

(રાગ-જન્મ લીધાતો જીલે બંદે. .)

પ્રણુમુપ્રેમેવીરજિણુ દા'પ્રણુમું શ્રીમહાવીરપ્યારા પ્રણુમું શ્રીમહાવીર
શાસન નાયક વીર-પ્યારા-પ્રણુમું શ્રી મહાવીર " " " (ટેક)

મહા ઉપકારી જગકે જિનજી, અરજી ઉરમે ધાર-પ્યારા-અરજી૦
સબદેવનમે આપબડેહે ,વ દતસુરનરનાર-પ્યારા-વ દત૦શાસન૦૧

અનુપમ કરૂણા રસ ભ ડાગ, કરૂણાકરદુ ખવાર-પ્યારા-કરૂણા૦
સમકિતદીપકકોપ્રકટાકે,અ તરતિમિરવાર-પ્યારાઅ તર૦શાસન૦૨

સિદ્ધપદદાતા વિશ્વવિખ્યાતા, આવાગમન નિવાર-પ્યારા-આવા૦
સમરથ સ્વામી શિર કુ નામી,વ દુવાર વાર-પ્યારા-વ દુ૦શાસન૦૩

નેમિ-લાવણ્યસૂરિ પદ પ્રણુમી, દક્ષ બની દિલદાર-પ્યારા-દક્ષ૦
વીરજિનસેવામૃતસેપાઉ,ધર્મ ધુર ધરસારપ્યારાધર્મ૦શાસન૪

સરસ સુશીલ સુવાસ કો દે કે, હરના કુશીલવિકાર-પ્યારા૦હરના
જીવ નટવરભવનાટકવારી,દક્ષજીવનઉદ્ધાર-પ્યારા૦દક્ષ૦શાસન૦૫

## ૪ સામાન્ય જિન સ્તવન.

(ચોરતે ચોરતે ચારે બાજુ ચોર, કોઇ ધનનો ચોર કોઇ
મનનો ચોર, કોઇ ચિત્તડાનો ચોર-એ રાગ )

સાચો સાચો છે તુ હી સાચો દેવ-
કોઇ ક્રોધી દેવ કોઇ માની દેવ-કોઇ માયી લોભી દેવ. (ટેક)
મોહસાગરમા મગ્ન બન્યા છે, બીજા જગમા દેવ

સાચો છે સાચો છે તું હી સાચો દેવ.
દ્વેષ દાવા–નળથી બળીયા બીજા જગમાં દેવ. સાચો છે૦ ૧
કામિનીરંગી શસ્ત્રોસંગી, માલાંગી એ દેવ–સાચો છે૦
દોષ અઢાર નિવારક તારક, પાયક જીનવર દેવ ? ” ” ૨
મુદ્રા તારી શાન્તિ સુધાની, ક્યારી ન્યારી દેવ. સાચો છે૦
સર્વ ગુણોનો ધામી સ્વામી, અંતર્યામી દેવ ” ” ૩
કોઇ બતાવે કોટી કપટ તો, છોડું નહિ તુમ દેવ ” ”
ચિંતામણી છોડી કોણ લેવે, પત્થર કરમાં દેવ. ” ” ૪
સુરવિંદ વંદિત વંદન કરીને, માગું સદા તુજ સેવ ” ”
નેમિ–લાવણ્ય સેવક **દક્ષની**, અરજી ધારો દેવ. ” ” ૫

## ૫ સિદ્ધગિરિમંડન–આદિજન સ્તવન.

**( વ્હાલા વીર જીનેશ્વર જન્મ જરા નીવારજો રે—એ રાગ )**

પ્યારા સિદ્ધગિરિમંડન ! વંદન કોટી સ્વી...કા...ર...જો...રે;
સારા–નાથ નિરંજનકે અંજન પ્રેમનું આંજ જો રે. પ્યારા૦ (ટેક) ૧
તુમ વિન રખડયો હું ભવવનમાં, દુઃખ બહુ પામ્યો પલપલમાં
હવે એ દુઃખને દૂર પ્રભુ નિવારજો રે–પ્યારા.૦ ૨
ત્રિભુવનભાનુ આપ પધારો, અમ અંતર આનંદ વધારો;
પ્રેમે સુમતિજ્યોતિ નાથજગાવજો રે–પ્યારા૦ ૩
સિદ્ધગિરિસમ નહિં કોઇ તીરથમાં, તુમ સમ કો નહીં દેવ જગતમાં
મ્હેર નજરથી નાથ સેવકને તારજો રે.–પ્યારા૦ ૪
નાભિનરિંદના નંદનજિનજી, કર્મ નિકંદન કર હમ પ્રભુજી.
**નેમિ-લાવણ્ય દક્ષ** સદા ઉગારજો રે–પ્યારા.૦ ૫

## ૬ શ્રી નવપદજિનું સ્તવન.

( ગોકુલકે-વીર જપો-કૃષ્ણ ન મકી માલા-એ રાગ )

સબ તજકે, ચિત્ત ધરો, નવપદ મંગલ માલા (ટેક)
કર્મ દલો-સર્વ દલો, જન્મ મરણ દુખ વારો સબ૦ (૧)
જાપ જપો-પાપ ખપો ખૂબ મપો, જિમ શ્રીપાલકુમારો સબ૦(૨)
દક્ષ જનો ? મુક્ત બનો, ધર્મકે ધ્યાન રસાલા સબ૦ (૩)

## ૭ સામાન્યજિનનું સ્તવન.

( તુ મેરી મૈયા-મે લાલ તેરા-લો પહચાન-એ રાગ )

તુ મેરા સૈયા, મેં દાસ તેરા-હે કીરતાર ?
તું મેરા સૈયા, મેં દાસ તેરા-હે કીરતાર ? (૧)
તું હિ હય ત્રાતા?વિશ્વસખા? દક્ષ ભવિક તુજ ભજતા તુમેરા૦(૨)
ભક્તિ સિતારે, જિનગુન ગાઉં, દિલ ઉલસાઉં, શિવસુખ પાઉં-
બાજે ઝુણુણુણુ-ગાજે ધનનનન-
સોહ સોહ જબ રટતા. તુમેરા૦ (૩)

## ૮ સામાન્યજિનનું સ્તવન.

( કાન્હા મગકો મોહે, મંગલ રૂપ તુમારા-એ રાગ )

સાગ જગકો મોહે, અનુપમ રૂપ તુમ્હારા રે,
આનંદ મંગલકારા રે, અનુ૦ (ટેક)
દિલવર જિનવર જગસ્વામ! શાંતિનિકેતન જગઆધાર! ૧
સબ દેવો મે તું અધિકાર, દક્ષ હરો ભવ ફેરા સાગ૦ ૨
કર્મઅરિ-બંધ કરો-દર મદ માયા—
પાવન કર હમ પ્યારા સાગ૦ ૩

# ૯ શ્રી આદિજિન-સ્તવનમ્.

(જનારા જાય છે તું ક્યાં, અમારાં આંસુ લેતો જા-એ રાગ)

જીવન આધાર જિનવરને, ભજી જીવ લાવો લેતો જા.
[૧]દિવાકર આદિ જિન ભજને, [૨]જિગર જ્યોતિ જગાતો જા. (ટેક.)

વિકસ્વર બોધથી કીધાં, જેણે યુગળિક મન કમળો;
[૩]નિવારક કર્મ રજનીથી, ઉદય-પ્રભાત જોતો જા. જીવન૦ (૧)

ભરતને સૌ કળા શીખવી, વળી બાહુબળીજીને;
કહ્યાં [૪]લક્ષણ તણા અર્થો, ચતુર સુજ્ઞાની ગાતો જા. જીવન૦ (૨)

લીપી વિજ્ઞાન બ્રાહ્મીને, ગણિતનું જ્ઞાન સુંદરીને;
સમર્પ્યું વામ હસ્તેથી, અંતર વિજ્ઞાન લેતો જા. જીવન૦ (૩)

અઢાર કોડાકોડી સાગર, થકી જે બંધ મુક્તિદ્વાર;
ભરતમાંહિ પ્રથમ ખોલ્યું, પ્રથમજિનરાજભજતો જા.જીવન૦ (૪)

મૈયા મરૂદેવીના હસ્તે, જગત ઉપકારને વાસ્તે;
**નેમિ-લાવણ્યનો દક્ષ**, કહે જિન ધ્યાનધરતો જા૦જીવન૦ (૫)

(૧) સૂર્ય. (૨) આત્મજ્યોતિ (૩) કર્મરૂપી રાત્રિને દૂર કરનારા. (૪) સામુદ્રિકશાસ્ત્ર.

# ૧૦ શ્રી સ્થભન પાર્શ્વનાથ–સ્તવનમ્.

(નાગર વેલીઓ રોપાવ, તારા રાજ મહેલોમાં–એ રાગ)

થભણ મંડણ સ્વામ[1], કરૂં પ્રણયે[2] પ્રણામ,
થભણપાસ જિણંદ, કરૂં પ્રણયે પ્રણામ (અચલી)
શિરતાજ પાયા આજ, જેથી ધન્ય દિવસ આજ,
સિધ્યા વાછિત કાજ, કરૂં પ્રણયે પ્રણામ–થભણ૦ (૧)

કામઘટ[3] મુજ ઘટમાં,[4] પ્રકટયો તું હિ પલકમાં,
આનંદ મંગલકાર, કરૂં પ્રણયે પ્રણામ–થભણ૦ (૨)

સુરનરનાયક પ્યારા, કોટિ દાસ પ્રભુ છે તારા,
તું મુજ એક આધાર, કરૂં પ્રણયે પ્રણામ–થભણ૦ (૩)

સુમતિદાતા સુમતિ આપ, કાપી પાપ અમાપ[5],
મારી મોહને થાપ[6] કરૂં પ્રણયે પ્રણામ–થભણ૦ (૪)

નેમિસૂરીશ્વર નેહે, ગુરૂ લાવણ્યસૂરિ મોહે,
દક્ષ ઉગર ઉગાર, કરૂં પ્રણયે પ્રણામ–થભણ૦ (૫)

(૧) સ્વામિ (૨) પ્રેમપૂર્વક (૩) મનોવાછિતદાતાર કામકુંભ. (૪) મારા અંતમાં (૫) અગણીત (૬) તમાચો

# ૧૧ શ્રી ઝગડીયા તીર્થાધિપતિ

# શ્રી આદિ જિન-સ્તવનમ્.

(રાગ-કાલી કમલી વાલે તુમપેં લાખો સલામ.)

ઝગડીયાના આદિ જિનને, પ્રેમે નમન—(અંચલી)

ઋષભ જિણંદની પડિમા ભારી, સુરનરના મનને હરનારી;
[1]લાવણ્ય અપાર, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૧)

દેશદેશનાં યાત્રિક આવે, દર્શન પૂજનથી સુખ પાવે;
સાધે સિદ્ધિ સાર, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૨)

મનોરથ મનના સઘળા ફળીયા, મરૂદેવી [2]નાનડીયા મળીયા
ટળીયા ભવના તાપ, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૩)

પરઉપકારી જગહિતકારી, મિથ્યાતિમિરને દૂર નિવારી;
કેવળ જ્યોતિ જગાવ, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૪)

ભવભવ તારા ચરણની સેવા, ચાહું નિત્યે શિવસુખ લેવા,
વિનંતિ સ્વીકાર, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૫)

**તપગચ્છ નાયકનેમિસૂરીશ્વર**, તસપાટે **લાવણ્યસૂરીશ્વર;**
શાસનના એ સ્થંભ, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૬)

(૧) સૌંદર્ય (૨) મરૂદેવીમાતાના પુત્ર.

***છાયાપુરીથી** તસ ઉપદેશે, **ધુરાશા** સઘ લાવે હર્ષે,
કીધુ ઉજવળ કુળ, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૭)
**મણિ માણેકની** આગી રચાવે, નિર્મલ ભાવે આનદ પાવે,
વતે લીલાલ્હેર, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૮)
ઓગણીસ તાણું ફાગણમાસે, શુદ બીજે જાત્રા કરી હોંસે,
**દક્ષ** લહે ભવતીર, જિનને પ્રેમે નમન-ઝગડીયા૦ (૯)



## કાવિતીર્થનાયક શ્રી આદિજિનસ્તવનમ્

(રાગ-ફીરોશીકી તમન્ના)

કાવિમ ડણુ દુરિત[1] ખ ડણુ, પૂરણુ પુણ્યે ભેટીયા,
નાભિનદન સુખડુ નીરખી, હરખી સ કટ મેટીયા-(ટેક)
આદિ નરિંદા આદિ મુણિંદા, આદિ જિણુદા છો દિણુદા[2],
આદ તી થનાથ દેવિંદા, જગે જગે તુજજ્યોતિઅમ દા-કાવિ૦(૧)
ઋષભ જિનવર ચરણુ ચીલે, મુક્તિ મારગ સ્હેજે મીલે,
અષ્ટ કર્મના દળને પીલે, ભવિ સદા આનદ ઝીલે-કાવિ૦ (૨)

---

* છાણીથી

(૧) પાપ (૨) સૂર્ય

કામિત પૂરણ સુરમણી પાયા, સફળ થઇ અમ કામના;
ભાવઠ ભવની દૂર થઇ, જેથી ટળી કુવાસના—કાવિ० (૩)

ત્રિવિધ તુજ સેવ ના હેવા[3], સુર અસુર નર નાયક જેવા;
ચાહું સદા જિનચરણ સેવા, મુક્તિ નિલયના મેવા લેવા-કાવિ० (૪)

ઓગણીસ ચોરાણું સાલ માંધે, વદ બારસે યાત્રા કરી;
પ્રથમ[4] ધર્મનાયક નમી,સ્થંભતીર્થથી આવી કરી[5]—કાવિ० (૫)

પ્રણુમી નેમિસૂરિરાયા, ગુરૂ લાવણ્યસૂરિ પાયા;[6]
દક્ષ સદા કર જોડી વિનવે, લળી લળી જગદીશ ગાયા—કાવિ० (૬)

---

## જાવાલમંડન શ્રી આદિજિન સ્તવનમ્.

( રાગ—ભૈરવી-ત્રિતાલ )

( પ્રભુ આપ અવિચલ નામી છો—એ રાગ. )

પૂજો પ્રણુમો પ્રથમ જિણંદા, નાભિનરિંદ કે નંદાજી;
ભાવભરી ભક્તિ રસસે, સીંચો શિવતરૂ કંદાજી. (ટેક.)

પ્રથમ નરેશ્વર પ્રથમ મુનીશ્વર, પ્રથમ જિનેશ્વર ધ્યાનાજી;
પ્રથમચતુર્વિધસંઘકે સ્થાપક,વૃષભલંછનગુનગાનાજી.પૂજો० (૧)

(૩) સેવા કરવાની ટેવવાળા. (૪) પ્રથમ શ્રી ધર્મનાથ સ્વામિજીને નમીને, અથવા આ આરામાં પ્રથમ ધર્મના પ્રવર્ત્તક શ્રી આદિજિનને નમન કરીને (૫) ખંભાતથી આવીને (૬) ચરણો

ચન્દ્ર કલંકી પ્રભુ અકલંકી, રવિ વિભુમે ભી જુદાઇ જી,
લોક અલોક પ્રકાશક કેવલજ્યોતિ જિનકી સવાઇ જી પૂજો૦ (૨)
અસ્તોદય યુત ચન્દ્ર સુરજ હૈ, રાહુમે ગ્રહણકો પાને જી,
નિત્યોદય યુત પ્રભુ મેરે પ્યારે, કર્મગ્રહ કો હટાને જી પૂજો૦ (૩)
ભવ્ય લોહા કો કંચનકર્તા, પાર્શ્વમણી હૈ ઉમદાજી,
શાન્તિનિકેતનસુમતિકેદાતા,યુગાદીશજિનચંદાજી.પૂજો૦*૪
જાવાલ-મંડન જિનવરજીકા, મહિમા અપર પારાજી,
નેમિ-લાવણ્યચરણોપાસક, દક્ષવિજયદ ખહારાજી પૂજો૦(૫)

## તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિ-સ્તવનમ્.

(તુમ હિ ને મુજ કો પ્રેમ શીખાયા .) (ભીમપલાસ-રાગ)
સિદ્ધગિરિ દર્શન પુણ્યે પાયા,
ભવ્યપના કા સિક્કા લગાયા, (ટેક)
[1]ભાગ્યરવિ ઉદયાચળ આયા,
મન વિકસાયા, ધન્ય બનાયા,
તુમહિ હો [2]ભવઝાઝ ગિરિવર તુમ હિ હો ભવઝાઝ સિદ્ધ૦ (૧)

* ઇસ ગાથામે અર્થાપત્તિમે જાવાલ (મારવાડ) મે શ્રીઆદિસુમતિ ચંદ્ર શાન્તિ-પાર્શ્વ જિનવરો કે પાંચ મંદિર રૂપ પંચતીર્થીકા ભી સૂચન કીયા ગયા હૈ.

(૧) સદ્‌ભાગ્યરૂપ સૂર્ય, ઉદયરૂપ પર્વત પર આરૂઢ હુવા (૨) સંસાર-સમુદ્ર કો તૈરનેમે નૌકા (સ્ટીમર) સમાન.

દુર્મતિ દુર્ગતિ પાપ પલાયા, દિલમેં લાયા, મોહ હટાયા,
તુમહિ હો ભવ-ઝાઝ, ગિરિવર, તુમ હિ હો ભવઝાઝ. સિદ્ધ૦ (૨)

સિદ્ધિનિકેતન સુરતરૂપાયા, શીતળ છાયા, તાપ હટાયા,
તુમહિ હો ભવઝાઝ, ગિરિવર તુમહિ હો ભવઝાઝ. સિદ્ધ૦ (૩)

યુગાદીશ્વર સિદ્ધગિરિ રાયા, ધ્યાન ધરાયા, વાંછિત પાયા,
તુમહિ હો ભવઝાઝ, ગિરિવર, તુમહિ હો ભવઝાઝ. સિદ્ધ૦ (૪)

નેમિ-લાવણ્ય સેવકે ગાયા, તીરથરાયા, પ્રણુમી પાયા,
દક્ષ તણા મનોહાર, ગિરિવર-દક્ષ તણા મનોહાર સિદ્ધ૦ (૫)

---

## * કલ્યાણુક-પચ્ચીશી.

(યાને ચોવીશ જિનનાં એકસોવીશ કલ્યાણક તિથિનું સ્તવન)
(પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું ......એ રાગ)

પંચ કલ્યાણક-વન્ત હો, જિનવર ! વંદના. (ટેક)

---

*આ સ્તવનમાં શુદ પખવાડીયાથી શરૂ થતા (ગુજરાતી) માસ પ્રમાણે કલ્યાણકોની માસ તિથિનુ વિધાન છે. માટે વદ પખવાડીયાથી માસારંભ માનનાર (મારવાડી પંઝાબી વગેરે) મહાનુભાવોએ જ્યાં વદ તિથિ હોય ત્યાં એક માસ આગળ વધારીને તે માસની વદ તિથિ સમજવી. જેમકે જેઠ વદ ચોથે શ્રીઋષભદેવનું ચ્યવન છે, તો ત્યાં અષાઢ વદ ચોથ સમજવી. શુદમાં સમાનતા હોવાથી તેમ કરવાની જરૂર નથી.

વિશ્વ તણા કલ્યાણ કારણ ગુણખાણ જો.
સુરપતિ સેવે હો, જિન ચોવીશના,
ચ્યવન જન્મ દી ક્ષા કેવળ નિર્વાણ જો. પચ૦ ૧

ચ્યવન જેઠ-વદ હો, ચોથે જાણીએ
જન્મ સ જમ વદ આઠમે ફાગણ જાણ જો;
કેવળ મહા હો, વદ અગીયારસે,
પોષ વદ તેરસે ઋષભજિણંદ નિર્વાણ જો, પચ૦ ૨

ચ્યવન વૈશાખ-શુદ હો, તેરસે જાણીએ
મહા શુદ આઠમ-નોમે જન્મ-ચારિત્ર જો,
કેવળ પોષ હો, શુદ અગીઆરસે,
**અજિતજિનેશ્વર** મોક્ષ પાચમે શુદ ચૈત્ર જો. પચ૦ ૩

ચ્યવન ફાગણ-શુદ હો આઠમે માનીએ,
[1]સહ શુદ ચૌદશ પુનમે જન્મચારિત્ર જો;
કેવળ આસો હો, વદની પાંચમે,
**સંભવજિન** નિર્વાણ શુદ પાંચમે ચૈત્ર જો. પચ૦ ૪

વૈશાખની શુદ-ચોથે હો, **અભિનંદન** ચ્ય૦યા,
મહા શુદ બીજ ને બારશે જન્મ ચરિત્ત જો,

(૧) મહ=માગસર

કેવળ શુદ હો, પોષની ચૌદશે.

શુદ વૈશાખની આઠમે મુક્તિ પવિત્ત જો. પંચ૦ ૫

ચ્યવન શ્રાવણ-શુદ હો, બીજે જાણીએ

જન્મ સંજમ વૈ...શાખ શુદ આઠમ નોમ જો;

કેવળ ચૈત્રી હો, શુદ અગીયારસે.

**સુમતિનાથ**-નિર્વાણ ચૈતર શુદ નોમ જો; પંચ૦ ૬

પોષ વદ કેરી-છઠ્ઠે હો, **પદ્મપ્રભુ** ચ્યવ્યા

આસો વદ બારસ-તેરસીએ જિન-*દીક્ખ જો;

ચૈત્રી પુનમે હો, કેવળ પાસીયા.

કાર્તિક વદ એ...કાદશીએ શિવસુક્ખ જો. પંચ૦ ૭

ચ્યવન શ્રાવણ-વદ હો, આઠમે માનીયે,

જેઠ શુદ બારસ-તેરસે જન્મ-ચરિત્ત જો;

મહા વદ છઠ્ઠે હો, ને વળી સાતમે,

**પ્રભુસુપાર્શ્વ**-જ્ઞાન નિર્વાણ પવિત્ત જો. પંચ૦ ૮

ચ્યવન ફાગણ-વદ હો, પાંચમે પામીયા

卐સહ વદ બારસે તેરસે જન્મ-ચરિત્ત જો;

કેવળી હુવા હો, મહા વદ સાતમે.

શ્રાવણ વદની સાતમે **ચંદ્રપ્રભુ**-મુક્ત જો. પંચ૦ ૯

*દીક્ખ-દીક્ષા. 卐સહ=માગશર

**સુવિધિનાથ**-મહા હો, વદ નોમે ચ્યવ્યા,
કાર્તિક વદ પા ચમે છઠ્ઠે જનિદીક્ખ જો,
કાર્તિક શુદ હો, તીજે કેવળી,
ભાદરવા શુદ નોમે લહ્યુ શિવસુક્ખ જો ૫ ચ૦ ૧૦

ચૈતર વદની છઠ્ઠે હો, **શ્રીશીતલ** ચ્યવ્યા,
પોષ વદ બારસે પામ્યા જન્મચરિત્ત જો,
કેવળ વદ હો, માગસર ચોદશે,
ચૈતર વદની બીજે મુક્તિ પવિત્ત જો ૫ ચ૦ ૧૧

ચ્યવન વૈશાખ-વદ હો, છઠ્ઠે પામીયા
મહા વદ બારમે તેરમે જન્મ ને દીક્ખ જો;
પોષી અમાસે હો, કેવળ પામીયા
અષાઢ વદની ત્રીજે **શ્રેયાંસ**-સુક્ખ[૨] જો ૫ ચ૦ ૧૨

**વાસુપૂજ્યજી**-જેઠ હો, શુદ નોમે ચ્યવ્યા,
જન્મ સંજમ મહા-વદ ચોદશે અમાસ જો
કેવળ મહા હો, શુદ બીજે લહ્યુ,
અષાઢ શુદની ચોદશે મુક્તિ નિવાસ જો ૫ ચ૦ ૧૩

ચ્યવન વૈશાખ-શુદ હો, બારસે પામીયા
જન્મ સંજમ મહાશુદ તીજ ચોથે થાય જો,
કેવળ શુદ હો છઠ્ઠે પોષની
જેઠ વદ સાતમે **વિમળ**-મુક્તિ સનાથ જો ૫ ચ૦ ૧૪

(૨) મોક્ષ

ચ્યવન અષાઢ-વદ હો, સાતમે માનીયે
ચૈતર વદની ચૌદશે [3]ચરણને [4]નાણુ જો.
જનમ વદ હો, ચૈત્રી તેરસે
ચૈતર શુદની પાંચમે **અનન્ત**-નિર્વાણ જો. પંચ૦ ૧૫

ચ્યવન વૈશાખ-શુદ હો, સાતમે પામીયા,
જન્મ સંજમ મહા શુદ તીજ તેરસે જાણજો;
પોષી પુનમે હો, કેવળ પામીયા,
જેઠ શુદ પાંચમે **ધર્મજિણંદ**-નિર્વાણ જો. પંચ૦ ૧૬

ચ્યવન શ્રાવણ-વદ હો, સાતમે પામીયા.
વૈશાખ વદની તેરસે જન્મ-નિર્વાણ જો;
વૈશાખ વદ હો, ચૌદશે સંયમી.
પોષ શુદ નોમે **શાંતિજિણંદ** સુનાણ જો. પંચ૦ ૧૭

**કુંથુજિણંદ** વદ નોમે હો, અષાઢે ચ્યવ્યા,
ચૈત્ર વદ ચૌદશે પાંચમે જન્મ ચારિત્ર જો;
કેવળ ચૈત્રી હો, શુદ ત્રીજે લહ્યું,
ચૈતર વદની એકમે મોક્ષ પવિત્ર જો. પંચ૦ ૧૮

શુદ ફાગણ-બીજે હો, **અરજિનજી** ચ્યવ્યા,
જન્મ મોક્ષ માગ-સર શુદ દશમે સુહાય જો;

(૩) ચરણ=દીક્ષા. (૪) નાણ=કેવળજ્ઞાન.

કેવળ શુદ હો, કાર્તિક બારસે,
માગસર શુદ અગી ..યારસે ચરણ ગવાય જો ૫ ચ૦ ૧૯

શુદ ફાગણ-ચોથે હો, મલ્લીજિન ચ્યવ્યા,
માગસર શુદ એ...કાદશી એ ત્રણ જાણ જો,
દીક્ષા કેવળ હો, જન્મ જગ [૫]ચિત્ર તો,
ફાગણ શુ=ની બારસે લહ્યું નિર્વાણ જો ૫ ચ૦ ૨૦

મુનિસુવ્રત-ચ્યવ્યા હો, શ્રાવણી પુનમે,
વૈશાખ વદ આ . ઠમ નોમે જન્મ-મોક્ષ જો,
ફાગણ શુદ હો, બારસે સ ચમી,
મહા વદ બારમે કેવળજ્ઞાન પ્રત્યક્ષ જો ૫ ચ૦ ૨૧

નમિજિનેશ્વર-ચ્યવ્યા હો, આસો પુનમે,
અષાઢ વદ આ ઠમે જન્મ અને [૬]શુક્ર કૃષ્ણ જો,
નવમી એ દીક્ષા હો, [*]સહુ અગીઆરસે,
શુક્લ કેવળ ને [૭]મધુ વદ દશમે નિર્વાણ જો ૫ ચ૦ ૨૨

નેમિજિણ દ વદ-આમો હો, દ્વાદશી એ ચ્યવ્યા
શ્રાવણ શુદ પા .ચમે છઠ્ઠે [૮]જનિ-દીક્ખ જો,
ભાદ્રી અમાસે હો કેવળ મેળવ્યું,
અષાઢ શુદ આ ઠમે ટાળ્યું ભવદુ.ખ જો ૫ ચ૦ ૨૩

(૫) ચિત્ર=આશ્ચર્ય (૬) શુક્ર=જેઠ [*]માગસર (૭) મધુ=ચૈત્ર

ચ્યવનને કે...વળ–ચોથે હો, વદ ફાગણ તણી.
સહુ વદ દશમ એ...કાદશીએ જનિદિક્ખ જો;
શ્રાવણ શુદ હો, આઠમે માનીએ,
પુરિસાદાણી પાર્શ્વજિણંદ શિવસુક્ખ જો. પંચ૦ ૨૪

**મહાવીરસ્વામીજી**–[૯]શુચિ હો, શુદ છઠ્ઠે ચ્યવ્યા,
ચૈત્ર શુદ તેરસે જન્મ ને કાર્તિક કૃષ્ણ જો;
દશમે દીક્ષા હો, દશમે કેવળી,
શુદ વૈશાખને આસો અમાસી નિર્વાણ જો. પંચ૦ ૨૫

---

## કળશ.

ઇમ ચરમ જિનવર ચરમ કલ્યાણક તણી શુભ [૧૦]રયણીએ,
ગયો ભાવદીપક ભરતમાંથી દ્રવ્યદીપક કીજીએ;
ઇમ જાણીને [૧૧]અઢાર ગણ–ભૂપાલ વૃંદે ભક્તિથી,
ઉદ્યોત કીધો રત્નની **દીપમાલિકાથી** રંગથી! (૧)

પ્રકટી **દીવાળી** ત્યારથી જે આજ પણ ઉજવાય છે.
જગમાંહિ મંગલ લક્ષ્મી કારક વિશ્વપર્વ મનાય છે;

(૮) જનિ=જન્મ. (૯) શુચિ=અષાઢ.
(૧૦) રાત્રિએ. (૧૧) અઢાર ગણરાજવીઓએ.

શાસનપતિ શ્રીવીરના જયનાદ જાપ જપાય છે,
વળી સુરભિ શુભ આનંદ-કુસુમોની બધે ફેલાય છે. (૨)

તે પર્વમા તપચ્છનાયક **નેમિસૂરીશ્વર** તણા,
[૧૨]પટ્ટામ્બરે અમ્બરમણી લાવણ્યસૂરીશ્વર તણા,
શિશુદક્ષવિજયે[૧૩]જલધિનિધિ-નિધિ-સોમવિક્રમસ વતે,(૧૯૯૪)
રચી પચ્ચીશી કલ્યાણકોની પુણ્યક્ષેત્રે સુરતે ૩)

## ॥ ઇતિ કલ્યાણક પચ્ચીશી ॥



(૧૨) પટ્ટરૂપ આકાશમા સૂર્યસમાન (૧૩) ૧૯૮૪ની સાલમા

# સૂરતાન્તર્વર્ત્તિ-

## લાઇન્સના શ્રીઆદિનાથજીના દેરાસરનું વર્ણન.



**અઠવા (લાઇન્સ) મંડન શ્રી આદિજિન સ્તવન.**

(મેરે મૌલા બુલાલો મદીને મુઝે......એ રાગ)

નાભિ-નંદન વંદન ભાવે કરો;
પૂજી આદિ જિણુંદ આનંદ કરો. (અંચલી)

શેર—**ગુજરાતના** ગૌરવભર્યા, મશહૂર **સૂરત** શહેરના;
શુભ પાદરે **તાપી** તીરે, શણગાર **અઠવા ગામના;**
**આદિનાથ** પ્રભુજીનું ધ્યાન ધરો. નાભિ૦ ૧

**શેર—નગીનચંદ** કેરી કંપની, આવી વસી શરૂઆતમાં;
જે **લાઇન્સ** પણ કહેવાય છે, તે ધામ **અઠવા** ગામમાં-
**આદિ** દેવાધિદેવની સેવ કરો. નાભિ૦ ૨

શેર—તે મોતિના રાજા તરીકે, કંપની જગ વિસ્તરી;
**ફુલચંદ** જેવા ભાગ્યશાલી, ભાગીયાથી જય વરી-
વડે ચૈત્ય-સંસ્થાપન-ભાવ ઝરો. નાભિ૦ ૩

શેર—કુલચંદ કલ્યાણચંદની, ઇચ્છાને અધિન પત્નીએ,
નૂતન જિનાલય થાપીયું, ઉલ્લાસથી નિજ લક્ષ્મીએ,
આદિ-મંદિર દર્શન નેહે કરો નાભિ૦ ૪

શેર—શુભ વત્સરે વિક્રમ તણા, ઓગણીસસો ને સાઠમાં
વૈશાખ શુદ દશમી દિને, કીધી પ્રતિષ્ઠા ઠાઠમા-
કરી સુકૃત પુણ્ય ભંડાર ભરો. નાભિ૦ ૫

શેર—શ્રી સિદ્ધિસૂરિજી અને, પંન્યાસ ચતુરવિજય ગણી;
શુભ હસ્તકે થઇ થાપના, ઋષભાદિ જિન બિંબો તણી-
કરી દર્શન વરી સુખ દુઃખ હરો નાભિ૦ ૬.

શેર-નગરશેઠ નામે શાંતિદાસે, જે ભરાવેલ તિગડુ,-
શ્રી આદિ-અર-સુવ્રત તણુ, મોહી રહ્યુ જગ ચિત્તડુ-
ભાવે ભક્તિ સુધારસ પાન કરો નાભિ૦ ૭

શેર—વળી સંપ્રતિરાજા તણું, જિનબિંબ યુગલ શોભતુ,
શુભકાંતિથી દર્શન થકી આનંદ મંગલ અર્પતુ-
એવી આનંદ મંગલ રંગે વરો. નાભિ૦ ૮

શેર—ખુબ ઠાઠથી પ્રભુ ભક્તિ પૂજા, સ્વામિવત્સલ થાય છે,
પ્રતિ વર્ષમા ઉમંગથી, વાર્ષિક દિન ઉજવાય છે-

ગાઇ જિનગુણ નિજગુણ-લક્ષ્મી વરો; નાભિ૦ ૯.

શેર—સ્થાનિક સંઘે ઉજવ્યો, ઓગણીસસો ચોરાણુંમાં,
વાર્ષિક ઉત્સવ રંગથી, પ્રભુ ભક્તિ કેરા તાનમાં;
પ્રભુ ભક્તિ કરી ભવિ મુક્તિ વરો. નાભિ૦ ૧૦

શેર—વાદિ કરિ કુલ કેસરિ[1] લાવણ્યસૂરીશ્વરજીએ;
મહોત્સવ પ્રસંગે ભાગ લીધો, જયન્ત-દક્ષ-સુશીલ એ.
ભવી ? જિન ઉત્સવશું રંગ ધરો. નાભિ૦ ૧૧

શેર—શ્રી આદિ જિન મૂર્તિ તરી[2], સંસાર સાગર તારતી;
વીતરાગભાવ બતાવતી, શાંતિ સુધા પીવરાવતી.
એવી મૂર્તિ સેવી શિવશર્મ[3] વરો. નાભિ૦ ૧૨

શેર—જસ મૂર્તિ ઇચ્છિત વસ્તુને, ચિંતામણી પરે પૂરતી;
અજ્ઞાન ઘન તમ પડલને, રવિ કાંતિ સમ જે ચૂરતી-
એવા સુરેંદ્ર સેવિત સ્વામી કરો. નાભિ૦ ૧૩

(૧) વાદિ રૂપ હાથીઓના કુલને જીતવામાં કેસરિસિંહ સમાન.
(૨) નૌકા. (૩) મુક્તિનું સુખ.

શેર—આદિ નરશ્વર તે પ્રભુ, આદિ મુનીશ્વર છે સહી,
આદિ જિનેશ્વર જે વિભુ, છે આદિ તીર્થપતિ મહી
યુગા-દીશ શરણ પુણ્યવંત ધરો નાભિ૦ ૧૪
શેર—તપગચ્છનાયક નેમિસૂરિરાય પટ્ટપ્રભાકરો,
શ્રીમદ્વિજય લાવણ્યસૂરિ-પાદ પંકજ મધુકરો.
કહે દક્ષવિજય ભજો આદીશ્વરો નાભિ૦ ૧૫

---

## શ્રી ઝગડીયા તીર્થાધિપતિ-સ્તવનમ્.

(બચ પનકા યાદ આ યા, ભુલા હુઆ જમાના-એ રાગ).

ઝગઝગતા ઝગડીયા-તીર્થેશ દર્શ પાના,
ગુન ગાકે આદિ જિનકા, ભવદુખકો મીટાના. ઝગ૦ ૧.
માણેક દીપચંદા, રત્નિએ ભી જો ઉમદા;
અધિન પનશ ઠારી, નાભિકે નંદ ભજના ઝગ૦ ૨.
મોહન મૂર્તિ જિનકી પારસ મણિ સી પલકી,
કલ્યાણ અર્થી ? ભજ કર, કલ્યાણ કર પાના ઝગ૦ ૩.
શાંતિ મધા કે ધામી, જગ સ્વામી નામી નામી,
ભક્તિ ગુલાબ જલસે, સંતાપ કો શમાના ઝગ૦ ૪.

નેમિ-લાવણ્ય કેરા, શિશુ દક્ષ કા સહારા;
બનસિંહ રૂપ જિનસે, અઘ હાથી કો ભગાના ઝગ૦ ૫.



## શ્રી સિદ્ધચક્ર ભગવાનનું સ્તવન

[રાગ-રખિયા બંધાવો મૈયા...]

નવપ...દ ધ્યાવો ભવિયા ? શિવપદ પા...વો...રે.
શિવપદ પા...વો...રે, શિવપદ પા...વો...રે. નવપદ૦ (ટેક).

અરિહંત સિધ્ધ સૂરિ, વાચક સાહુ ધુરિ;
દંસણુ નાણુ ચરિત્તા, તપ પદ સે...વો...રે. નવપદ૦ (૧).

નવ સંઅળ દાતા, નવપદ સેવી સાતા;
પાસ્યા અનંતા સંતા, છિન છિન સે...વો...રે. નવપદ૦ (૨).

સિદ્ધ થયા ને થાતા, થાશે જે રંગે રાતા;
એ સર્વ નવપદ ધ્યાતા, છિન છિન મે...વો...રે. નવપદ૦ (૩).

નેમિ-લાવણ્ય સીસ, દક્ષ નમાવે સીસ;
શ્રી સિદ્ધચક્ર જગીશ, છિન છિન સે...વો...રે. નવપદ૦ (૪).





झगडिया-तीर्थाधीश्वराय श्री आदीश्वराय नमो नमः
॥ लावण्य शोभोल्लसिताय श्री नेमीश्वराय नमो नमः ॥

# શ્રાવકનાસાતમા'ભોગોપભોગ-વિરમણવ્રત'માંઆવતા

# ચૌદ નિયમો.

## ( લે૦ મુનિ દક્ષ વિજય: )

[1]સચિત્ત-[2]દવ્વ-[3]વિગઈ,
[4]વાણહ-[5]તંબોલ-[6]વત્થ-[7]કુસુમેસુ;
[8]વાહણ-[9]સયણ-[10]વિલેવણ,
[11]બંભ-[12]દિસિ-[13]ન્હાણ-[14]ભત્તેસુ (૧).

અર્થ—સચિત્ત, દ્રવ્ય, વિગઈ, ઉપાનહ, તંબોલ, વસ્ત્ર કુસુમ, વાહન, શયન, વિલેપન, બ્રહ્મચર્ય, દિશા, સ્નાન અને ભક્તપાન - આ ચઉદ પ્રકારના નિયમો શ્રાવકોએ પ્રતિદિન *ધારવા જોઈએ, તેનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે જાણવો

---

*સંખ્યાથી, વજનથી અને લંબાઈથી એમ ત્રણ રીતે નિયમ ધારી શકાય છે, તથા જે ચીજ બીલકુલ ઉપયોગમાં ન આવતી હોય, તેમજ જેનો બીલકુલ ઉપયોગ ન કરવો હોય તે વસ્તુનો સર્વથા ત્યાગ થઈ શકે છે

(૧) સચિત્ત—સચિત્ત એટલે જીવવાળી વસ્તુઓ. જેમકે-×કાચું પાણી, કચું શાક, કાચું અનાજ, લીલી વનસ્પતિ, ફલ ફુલ, પાન, દાતણ, બીજ, કાચું મીઠું✠ વિગેરે સજીવન વસ્તુઓ સચિત્ત કહેવાય. ઉપર્યુક્ત વસ્તુઓમાથી જીવ ચ્યવી ગયા પછી, એટલે નિર્જીવ થયા પછી તે વસ્તુ અચિત્ત થઇ જાય છે. કેટલાંક ફળો બીજ કાઢી નાંખ્યા પછી તથા કેરી જેવા કેટલાકમાંથી ગોટલો જુદો પાડયા પછી, બે ઘડી (એટલે ૪૮ મીનીટ) બાદ, અચિત્ત થઇ જાય છે. શાક, અનાજ વિગેરે પકાવ્યા પછી અચિત્ત થાય છે. ચોખા અચિત્ત જ હોય છે.

ખાવામાં આવતી દરેક સચિત્ત વસ્તુની આમાં ગણત્રી થાય છે. માટે આજે મારે ૧, ૨, ૫, કે ૧૦ કરતાં વધારે વસ્તુ ખાવી નહિ. અર્થાત્ અમુક પ્રમાણમાં જ ખાવી, તેમજ અમુક અમુક જ ખાવી,

---

×કાચું મીઠું ભઠ્ઠીમાં પકાવવાથી અચિત્ત થાય છે. કેટલાકો તવી ઉપર શેકી, અચિત્ત માની, એકાસણા આદિમાં વાપરે છે, તે વ્યાજબી નથી. કારણકે તવી ઉપર શેકવા માત્રથી અચિત્ત થતું નથી માટે સચિત્ત ત્યાગીને તો તે બીલકુલ અકલ્પ્યજ છે.

✠પાણી ત્રણ ઉકાળાવાળું સંપૂર્ણ અચિત્ત થાય છે. સામાન્ય ઉનું કરેલું યા એકાદ બે ઉકાળાવાળું પાણી સંપૂર્ણ અચિત્ત કહેવાય નહિ, કારણકે – એક ઉકાળો (ઉભરો) આવે ત્યારે નીચેનું થોડું પાણી અચિત્ત થાય, બીજો આવે ત્યારે ઘણું અચિત્ત થાય અને થોડું સચિત્ત રહે અને ત્રીજે ઉકાળે સંપૂર્ણ અચિત્ત થાય. માટે ત્રણ ઉકાળા સિવાયનું સાધારણ ઉનું કરેલું પાણી, સાધુ સાધ્વી તથા સચિત્ત જળના ત્યાગી શ્રાવક શ્રાવિકાઓને પણ ખપે જ નહિ.

બાકીનો ત્યાગ-એમ યથાશક્તિ ધારણા કરી, ધારણા મુજબ પાલન કરવું

(૨) દ્રવ્ય—જુદા જુદા સ્વાદવાળી, અને જુદા જુદા નામવાળી જેટલી ચીજો મ્હોઢામાં નાખવાની હોય, તેટલા દ્રવ્ય ગણાય જેમકે-દાળ, શાક, ભાત, રોટલી, રોટલો, શીરો, પુરી, પાન, સોપારી, ચૂર્ણ, મીઠાઈની દરેક ચીજ, ઘી, તેલ, દુધ, દહીં, ખાંડ, ગોળ, લુણ, મરચાં, મંજન, દાતણ, પાણી, દવા, આદિ જરૂરી દ્રવ્યની ગણત્રી કરવી જોઇએ

આમળી તથા ધાતુની કોઇ ચીજ (લોખંડની સળી, ચમચો વિગેરે) સિવાયની જેટલી વસ્તુઓ મ્હોઢામાં જાય, તે બધાની દ્રવ્યમાં ગણતી કરવી*

*દરેક વસ્તુની જુદી જુદી ગણત્રી કરવી એ ઉત્કૃષ્ટ માર્ગ છે, જ્યાં સાધારણ ગણતી આ પ્રમાણે પણ થાય, જેમકે-ચાર પાંચ જાતના પાપડને 'પાપડ' નામથી એક દ્રવ્યમાં ગણી શકાય છે તેવી જ રીતે ચાર પાંચ જાતની પુરી હોય તો પણ 'પુરી' તરીકે તો એક જ દ્રવ્ય ગણાય વિગેરે. ચાર પાંચ યા દસ વસ્તુથી બનેલ પદાર્થ ને એક દ્રવ્ય તરીકે ગણવાની પ્રવૃત્તિ છે, પરંતુ કોઇ પણ દ્રવ્ય તૈયાર થયા પછી, તેમાં બીજી ચીજ મેળવવામાં આવે તે જુદું દ્રવ્ય ગણાય. જેમકે-મરચું, મીઠું, હળદર વિગેરે અનેક મસાલાઓથી તથા પાણીથી દાળ બને છે-અને તે એક દ્રવ્ય કહેવાય છે, પણ તેમાં (તૈયાર થયા પછી ખાતી વખતે) ઉપરથી મીઠું (લુણ-નમક) લેવામાં આવે તો તે પણ જુદું દ્રવ્ય જ ગણાય માટે ખાતી વખતે ઉપરથી વસ્તુઓ લેવામાં ધારેલા દ્રવ્યથી અધિક દ્રવ્ય ન થઇ જાય તેનો ખ્યાલ રાખવો.

(૩) વિગઈ—વિગઈ એટલે વિકૃતિ કરનાર પદાર્થ. તે દસ પ્રકારે છે-તેમાં માંસ, મદિરા (દારૂ-બ્રાડી-તાડી), માખણ તથા મધ-આ ચાર પ્રકૃતિમાં મહાવિકૃતિ કરનારા હોવાથી મહાવિગઈ કહેવાય છે, અને તે સર્વથા અભક્ષ્ય (નહિ ખાવા પીવા લાયક) હોવાથી સર્વથા ત્યાગ કરવા લાયક છે.

ભક્ષ્ય વિગઈઓ ૭ પ્રકારે છે-દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને કડા વિગઈ, ઘી તથા તેલમાં તળાય તે કડા વિગઈ કહેવાય છે. વઘારેલી વસ્તુ કડા વિગઈમાં ગણાતી નથી.

આ ભક્ષ્ય છ વિગઈઓમાંથી એક બે ત્રણ યા તેથી અધિકનો હમેશાં યથાશક્તિ ત્યાગ કરવો જોઈએ. દરરોજ જુદી જુદી વિગઈનો ત્યાગ કરવો. જેમકે-આજ દુધ છોડયું, તો કાલ દહીં, પરમ દિવસે ઘી, એવી રીતે વારા ફરતી બધી વિગઈઓનો ત્યાગ કરવો જોઈએ.

દરેક વિગઈના નિવિયાતાના પાંચ પાંચ ભેદ છે, જે 'પચ્ચક્ખાણ ભાષ્ય'માંથી ગુરૂગમ દ્વારા વિશેષાર્થીએ સમજી લેવા.

વિગઈનો ત્યાગ ત્રણ પ્રકારે કરી શકાય છે. ૧. મૂળથી (સર્વથા) ત્યાગ. ૨. કાચી ત્યાગ. ૩. નિવિયાતી ત્યાગ.

જે વિગઈનો મૂળથી ત્યાગ હોય, તે વિગઈ તથા તેની બનાવેલી કોઈ પણ ચીજ, કે જેમાં તેનો અંશ પણ હોય, તેવી તમામ વસ્તુનો ત્યાગ આવી જાય છે.

જે વિગઈનો મૂળથી (સર્વથા) ત્યાગ ન હોય અર્થાત્ કાચી વિગઈનો ત્યાગ હોય તો, તે વિગઈની નિવિયાતી દરેક વસ્તુ વાપરી શકાય છે. તેમાં પણ અમુક જ અથવા આટલી જ વાપરવી એવો પણ નિયમ કરવો જોઈએ.

## નિવિયાતાની સમજણ

દુધનું નિવિયાતુ--દુધપાક ખીર, બાસુદી પેંડા, માવો, બરફી મલાઇ વગેરે ઘઉં તથા ચોખાના આટાને ઘીના ગોળને દુધ ઉકાળવાથી પણ નિવિયાતું થાય છે

દહીંનુ નિવિયાતુ-ગળતું, શીખંડ, કઢી, દહીંની રાબ, દહીં નાખેલું શાક વગેરે ચોખ્ખાની છાશને કપડાથી ગાળી નાખે તો તે વિગઈમાં ગણાતી નથી

## કાચા દુધ દહીં ખાવામાં આવશ્યક સૂચના

ગરમ કર્યા સિવાયના-કાચા દુધ દહીં અને છાશની સાથે કઠોળ ખાવાથી (દ્વિદળ) વિદળ દોષ લાગે છે જેના ભાગવાથી બે સરખા ફાડીયા થતા હોય અને તેલ ન નિકળતું હોય તે દ્વિદળ કહેવાય છે જેવાકે-ચણા, તુવર, વટાણા, વાલ, મગ અડદ વગેરે

કઠોળની સાથે કાચા ગોરસ ભળવાની સાથે જ તેમા બે ઇંદ્રિય જીવોની× ઉત્પત્તિ થાય છે જેમકે-શીખંડની સાથે ચણાનો આગ

× યદિ કોઇ એમ કહે કે ભલે બે ઇંદ્રિય જીવો ઉત્પત્તિ લે તેમાં ચોડી હિંસા લાગવાની હતી? તેના જવાબમા કહેવુ કે—ભાઇ! જેમ જીવોને મારવામા હિંસા છે, તેમ જીવોને ઉત્પન્ન કરવામાં પણ હીંસા છે માટે હિંસાદોષ જન્ય પાપથી આત્મા ન લેવાય એટલા માટે જ આ વસ્તુ છે તદુપરાંત ઉત્પન્ન થયેલા અસંખ્ય જીવોવાળી તે વસ્તુ ખાવામાં આવે, એટલે તે જીવોનો નાશ થાય, અને દુષ્ટ નિષ્ઠુર તેનાજ ક્રૂર બનતું જાય, જેને લઈને આત્મા અધોગતિનો ભાજન થાય. ઇત્યાદિ અનેક કારણો છે. અસ્તુ

નાંખેલી છાશની કઢી, ભજીયા, ફુલવડી વિગેરે વિદળ મિશ્રિત કોઇ પણ વસ્તુ ખાઇ શકાય જ નહિ.

ઘીનું નિવિયાતું—ઘીથી બનેલા પકવાન્ન, ઘીમાં તળેલી પુરી, પાપડ, મરમરી, સેવ, કચોરી, ભજીઆં વગેરે. આ તળેલી પુરી વગેરે ત્રણ ઘાણ પછીની હોય તો જ નિવિયાતી ગણી શકાય છે. ત્રણ ઘાણ તળાયા પછી બચેલું ઘી અથવા તેલ પણ નિવિયાતું થાય છે.

ઘી અથવા તેલનો કાચી વિગઇ તરીકે ત્યાગ હોય તો, નિવિયાતું થયેલું ઘી અથવા તેલ વાપરી શકાય છે. તેમજ તેનાથી ચોપડેલ રોટલી આદિ પણ વાપરી શકાય છે. આજની બનેલી સુખડી આજ ન વપરાય, પણ બીજે યા ત્રીજે દિવસે વપરાય.

તેલનું નિવિયતું—તેલમાં બનાવેલ મિષ્ટાન્ન, શાક, ભાજી, પૂરી, સેવ, મરમરી, પાપડ, ભજીયાં, ગાંઠિયા, ચેવડો વગેરે.

કાચી તેલ વિગઇનો ત્યાગ હોય તો કાચું તેલ, તેમજ કોઇ બીજી ચીજ ઉપર લગાવીને યા મિશ્રિત કરીને પણ વપરાય નહિ.

નિવિયાતી ત્યાગ હોય તો, તેલના શાક વિગેરે વપરાય, પણ શેવ, ગાંઠીયા, ભજીયા, પૂરી, ચેવડો વગેરે ન ખાઇ શકાય.

ગોળનું નિવિયાતું—સાકર, ખાંડ, પતાસાં, શીરો, લાપસી, માલપુવા, ખુરૂ, વગેરે. ગોળ વિગઇનો મૂળથી ત્યાગ હોય તો ગળપણ વાળી કોઇ પણ વસ્તુ ખવાય નહિ. અર્થાત્ ગોળ, ખાંડ, સાકર, પતાસા આદિ જેમાં નાખેલ હોય તેવી કોઇ પણ ચીજ વપરાય નહિ.

ગોળ વિગઇ કાચીનો ત્યાગ હોય તો કાચો ગોળ ન ખવાય. ગોળનો લાડવો તેમજ (સુખડી-ગોળપાપડી વિગેરે) ખવાય નહિ; પરંતુ ગોળનું પાણી થઇ ગયું હોય અને કણીઓ સરખી પણ ન

દેખાતી હોય તો તે દિવસે વાપરી શકાય છે, અને જો તેમ ન હોય તો બીજે દિવસે વપરાય

નિવિયાતી ગોળ વિગઇનો ત્યાગ હોય તો-ખાંડ, સાકર, બુરૂ વગેરે જેમાં નાખેલ હોય તે ચિજ ખવાય નહિ કારણકે ખાંડ સાકર વગેરે ગોળના નિવિયાતા ગણાય છે

કડા વિગઇનું નિવિયાતુ —ઘી તથા તેલમાં તળેલી ત્રણ ઘાણ પછીની દરેક વસ્તુઓની નિયવિાતી કડા વિગઇમાં ગણત્રી થાય છે જેમકે-ચોથા ઘાણમાં તળાયેલ-પૂરી, ભજ્યાં, માલપુવા, કચોરી, મરમરી, સેવ, વગેરે. મોતીચૂર લડ્ડુ વગેરેના દાણા (બુંદી) તથા ચુટિયા ચુરમાની પિંડિયો વગેરે પણ નિવિઆતી થઇ શકે છે

કડા વિગઇનો મૂળથી ત્યાગ હોય તો, ત્રણ ઘાણ પહેલાની કે પછીની તળેલી કોઇપણ ચીજ, તેમજ કોઇપણ જાતનું પકવાન્ન પણ ખાઇ શકાય નહિ

કાચી કડા વિગઇનો ત્યાગ હોય તો, ત્રણ ઘાણ પછીની તળેલી વસ્તુઓ જેવી કે પૂરી, ભજિયુ, કચોરી, વિગેરે ખાઇ શકાય છે.

નિવિયાની કડા વિગઇનો ત્યાગ હોય તો, પહેલા ત્રણ ઘાણમાં તળેલ પૂરી ભજ્યાદિ ખાઇ શકાય છે પરતુ ચોથા ઘાણવાળી પૂરી વગેરે વપરાય નહિ દરેક જાતના પકવાન્ન કડા વિગઇના નિવિયાતામાં આવી જાય છે માટે તે પણ ખાઇ શકાય નહિ

વિગઇઓ માટેનો વિશેષ ખુલાસો ગીતાર્થ ગુરૂગમથી જાણી લેવો

(૪) ઉપાનહ—જોડા, બુટ, ચપલ, મપાટ, પાવડી, મોજાં વગેરેનો આમાં સમાવેશ થાય છે, તેની સખ્યાની ગણત્રી રાખવી. ભૂલથી મુકાઇ જાય તેની જયણા રાખવી

(૫) તંબોલ—પાન, સોપારી, ઇલાયચી, તજ, લવીંગ, પાનનો મસલો, જીનતાન, ખટાઇવાળી ગોળીઓ, વરીયાળી, અજમો, ધાણાની દાળ વિગેરે તમામ મુખવાસની વસ્તુઓનો આમાં સમાવેશ થાય છે આ બધી વસ્તુઓનો વજનથી યા સંખ્યાથી નિયમ ધારવો.

(૬) વસ્ત્ર—પાઘડી, ટોપી, શાફા, ✠ધોતિયાં. પંચીયાં ખમીસ, કોટ, ઝાકીટ, અંગરખી, ખેસ, રૂમાલ, દુપટ્ટા, સાલ, કાંબલ, ધુંસા, વિગેરે પુરૂષોએ પોતાને પહેરવા ઓઢવા માટેના કપડાંની સંખ્યાનો નિયમ કરવો—કે મારે પહેરવા ઓઢવાનાં થઇને આટલાં કપડાં વાપરવાં.

સ્ત્રીઓએ—સાડી, સાલ્લો, ઘાઘરો, ચોળી, કાંચલી, પોલકાં, સાલ, ધુંસા દુવાલ વિગેરે પોતાને લાયક ઓઢવા પહેરવાના વાપરવાનાં વસ્ત્રોનો નિયમ કરવો.

ધર્મકાર્યને અંગે કદાચ અધિક વસ્ત્ર વાપરવાં પડે તેને માટે જયણા રાખવી. ભૂલથી બીજાનું પહેરી લેવાય તેની પણ જયણા રાખવી. (જેથી તે દોષમાં ગણાય નહિ).

(૭) કુસુમ—સુંઘવામાં આવતી તમામ ચીજોનો આમાં સમાવેશ થાય છે જેમકે-ફુલ, ફુલની બનાવેલી ચીજો. જેવી કે-હાર, ગજરો,

---

✠ શ્રાવકોએ શુદ્ધિને માટે તેમજ આશાતનાથી બચવા માટે સાત ધોતીયાં જુદાં જુદાં રાખવાં, જોઇએ. તે આ પ્રમાણે—(૧) સામાયક-પ્રતિક્રમણ કરવાનું. (૨) દેવપૂજા કરવાનું. (૩) જમવાનું. (૪) બજાર, કચેરી વગેરે (વ્યવહારિક) સ્થળોમાં જવાનું. (૫) રાત્રે સુતી વખતે પહેરવાનું. (૬) સ્નાન કરવાનું. (૭) જંગલ જવાનું.

ચોસર, સુગંધી તેલ, અત્તર, સેંટ, વગેરે સુંઘવાની વસ્તુનો નિયમ કરવો (નવટાંક કે પારોગ) કે, અમુક જ

ઘી તેલ વગેરેના ભરેલા ડબ્બા સુંઘાય નહિ, તેમજ ઘી તેલ અત્તર આદિથી ભરેલ બરણી શીશા વગેરે વાસણો પણ સુંઘાય નહિ કારણકે નવટાંક અથવા પારોગની છુટ રાખી હોય, અને ડબ્બા આદિમા તો તેથી અધિક હોય, માટે દોષ લાગે, સુંઘવાની જરૂરત જણાય તો, આંગળી વગેરે ઉપર, સ્હેજ લઇને સુંઘવાનો અભ્યાસ રાખવો

(૮) વાહન—ફરતા, ચરતા અને તરતા એમ ત્રણે જાતના મુસાફરીના સાધનોના ત્યાગનો આમાં સમાવેશ થાય છે

ફરતા વાહનો—ગાડી, મોટર, મોટરસાઇકલ, વ્હેલ, રેલ્વે, ટ્રામ, ઍરોપ્લેન (હવાઇ જહાઝ) વગેરે

ચરતા વાહનો—હાથી, ઘોડા, બળદ, ઉંટ, ખચ્ચર, વગેરે પશુઓ

તરતા વાહનો—નાવ, વ્હાણ, સ્ટીમર, આગબોટ, વગેરે જળમાર્ગે જવાના વાહનો

ત્રણે જાતના વાહનોમાથી જરૂરી સંખ્યા નક્કી કરવી

(૯) શયન (આસન)—સુવા માટેની તમામ ચીજો, તથા બેસવા માટેના તમામ જાતના આસનોનો પણ આમા સમાવેશ થાય છે જેવાકે—પાટ, પાટલા, ખાટલા, ગાદલા, ગોદડા, પલંગ ચાદર, ઓછાડ, મચ્છરદાની, ટેબલ, ખુરસી, કોચ, ગાદી, ચાકળા, ઓશીકાં, સાદડી, શેત્રજી, જાજમ, વગેરેની સંખ્યા નક્કી કરવી.

ચાકળા, ગાદી, સાદડી, જાજમ આદિની જયણા રાખવી*

(૧૦) **વિલેપન**—શરીરે ચોપડવાના તમામ પદાર્થોના આમાં સમાવેશ થાય છે. જેવાં કે–સાબુ, તેલ, અત્તર, સુખડ, સેન્ટ, કેશર, કાજળ વગેરે ઔષધોપચાર માટે લગાવાતા તમામ લેપો (મીઠું હળદર આદિ) નો પણ સમાવેશ જાણવો. આનો વજનથી નિયમ કરવો.

(૧૧) **બ્રહ્મચર્ય**— સોય–દોરાના ન્યાન્યથી સ્ત્રી પુરૂષનું જે પ્રર્વતન (તે મૈથુન કહેવાય) તેના ત્યાગનો યથાશક્તિ નિયમ કરવો. કૃત્રિમ રીતે થતા શુક્રક્ષયનો નિરોધ પણ સમજવો. સ્વદારા–સંતોષ–(પર સ્ત્રી ત્યાગ) વાળાએ પણ પ્રમાણ કરી લેવું. પર્વતીથીએ, બારતીથી યા પાંચ તીથી, આસો તથા ચૈત્રી ઓળી, તથા કલ્યાણકોના દિવસોમાં (સર્વથા) બ્રહ્મચર્ય પાળવાનો નિયમ રવો. ધારણા અનુસારે કાયાથી સર્વથા બ્રહ્મચર્ય પાળવું. મન તથા વચનથી જયણા રાખવી

---

*સુવા પાથરવાની જેટલી વસ્તુઓ હોય તે દરેકની જુદી જુદી ગણત્રી રાખવી એ ઉત્કૃષ્ટ માર્ગ છે. પરંતુ સાધારણ ગણત્રી આ રીતે પણ થાય, જેમકે પોતાના ઘરમાં ૧૦–૧૫ આશન યા શયન હે ય તો બધાની એકજ નિયમિત ગણત્રી 'ચાર પાંચ આદી' સંખ્યા નક્કી કરવી કે મારે આટલાંજ શયન તથા આસનો વાપરવાં; અને બીજાને ત્યાં દુકાનાદિમાં, કોર્ટ યા દરબાર આદિ સ્થળમાં જવું પડે તો, પાથરેલ ગાદિ, જાજમ આદિ ઉપર ઉભા ઉભા વાતચીત કરી લે. તો તેને ધારેલી સંખ્યામાં વાંધો આવતો નથી, કારણ કે બેઠા યા સુતા હોઇએ તો જ ગણત્રી થાય છે. એકજ ગાદિમાં અનેક વસ્તુઓ હોય તો પણ તે શયન યા આશન તરીકે એકજ ગણાય.

અને પરસ્રીનો તો સર્વથા ત્યાગ કરવો.

(૧૨) દિશા—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉંચે અને નીચે એમ ૭ દિશાઓ છે (આમા ચાર ખૂણા ગણીએ તો દિશા કહેવાય).

જે ગામ કે શહેરમાં આપણે રહેતા હોઇએ-તેની પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ચારે તરફ જેટલુ દુર જવુ હોય, ઉંચે-માળ, મેડી, અગાસી, સીડી-નિસરણી કે પર્વત ઉપર ચઢવુ હોય, અથવા નીચે ભોયરા, વાવ, કૂવા, ખાણ, ખાડા આદિમા ઉતરવુ હોયનો,-દરેક દિશામા (યા અમુક દિશામાં) ઉંચે નીચે અમુક ગાઉ કે માઇલ જવુ, બાકી ત્યાગ, એવો નિયમ ધારવો ધર્માર્થે જયણા રાખવી.

પોસ્ટ (ટપાલ) ટેલીગ્રામ, ટેલીફોન, કાગળ, છાપા (ન્યુસપેપર્સ) વગેરે દૂર દૂરથી આવે અને જાય તેને વાચવા લખવા લખાવવાની બને તેટલી જયણા રાખવી-(યા છુટ રાખવી).

માઇલ યા ગાઉનો આશરો ન રાખી શકાય તો (મુસાફરી કરનારે) અમુક રૂપીયાનુ ગાડી ભાડુ પુરુ થાય ત્યાં સુધી, અથવા અમુક ગામ યા શહેર સુધી જવુ. વધારે નહિ. જેમકે મુબઇ સુધી (જવુ પડે તો) જવુ ઉંચે આબુ યા સિદ્ધગિરિ સુધી જવુ કલ્પે, વધારે નહિ એ રીતે પણ નિયમ કરી શકાય છે

(૧૩) સ્નાન—ન્હાવા માટેનો નિયમ એક બે યા ત્રણ વખતથી વધારે ન ન્હાવુ-એવી ધારણા કરવી અર્થાત આખા શરીરે સ્નાન કેટલી વખત કરવુ તેની સખ્યાનો નિર્ણય કરવો શુચિ માટે હાથ પગ ધોવા પડે તેની જયણા તીર્થાદિ સ્થળમા પૂજાદિ નિમિત્તે અથવા તો મરણાદિ સૂતક નિમિત્તે આકસ્મિક સ્નાન કરવુ પડે તો નિયમ ઉપરાંત પણ ન્હાવાની છૂટ રાખી શકાય છે પરંતુ તેને માટે પણ

